# પાન્ડવા અશ્વમેધ.





રચનાર

વ્યાસજી વલ્લભરામ સુરજરામ.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

બુકસેલર મગનલાલ દેવચંદ

અમદાવાદ ઝાંપડાની પોળ



આવૃત્તિ ૧ લી.

અમદાવાદ

"વિશ્વેશ્વર" પ્રેસમાં છાપ્યું.



સંવત ૧૯૫૪ સને ૧૮૯૮

કિમ્મત ૦—૮—૦

૯૪૨૬

શ્રી.

# ॥ અશ્વમેધ પ્રારંભ. ॥

## કડવું ૧ લું રાગ સારંગી.

ગીરજાનંદન ગણપતિને, પ્રથમ લાગું પાય; સરસ્વતી માતાને નમું, માજી વસે જીભ્યાય. ॥૧॥ વૈશમપાયન તેર પરવની, સંભળાવિ કથાય; પછી જનમેજયની પાસે; પોતે માગી વીદાય. ॥૨॥ પુરણ કથા હું નહિ સંભળાવું, એક સ્થળે હરનીશ; સાંભળજે જયમુનીના મુખથી, પાતક તું નીસ્તરીશ. ॥૩॥ એકના મુખથી એક જગોયે, ભારથ પુર્ણ કેહેવાય; કાં શ્રોતાને કાં વકતાને, વીકટ વીઘન થાય. ॥૪॥ શ્રોતાયે વક્તાનું ઇછવું સારૂં, વકતાએ શ્રોતા જનનું; માટે પુરણ કેહેવી કે સુણવી, પરીણામ એ વીઘનનું. ॥૫॥ માટે છ માસ જવા દેઇને, સાંભળ જે તું કથાય; તે વારે આવશે જયમુની, એ જનમેજય રાય ॥૬॥ એમ કહિને વીદાય થયા, એવે વીત્યા ખટ માસ; તેવામાં જયમુનિ આવ્યા, જનમેજયની પાસ. ॥૭॥ તવ જનમેજય ચરણે લાગ્યો, પધારો રૂશીરાય; અધુરિ કથા શ્રવણ કરાવી રૂશી વૈશમપાય, ॥૮॥ તે તો મુજને કહી ગયા છે, જયમુની આવે જ્યારે, પાંચ પરવની કથા રહી તે, સાંભળી લેજે ત્યારે. ॥૯॥ પરવ અષ્ટાદસ ભારથનાં, પુરણ તે સંભળાય; બ્રહ્મહત્યા મુજને લાગીછે, પાતક તે પળાય. ॥૧૦॥ જયમુનિ સંભળાવવા બેઠા, વાળી પદમાસન; સનમુખ આસન વાળી બેઠો. સાંભળવા રાજન. ॥૧૧॥ સાંભળ રાજા છે હરી ચરચા, સાંભળ રાખીને પ્રીતી; કથામાં બીજું કાંઇ ન જોવું, જોવું સત્યને નીતી. ॥ ૧૨ ॥ બીજા વીશયમાં વ્રતિ રાખી, જે જન સુણે કથાય; તે જનનું પુન્ય ધોવાઈ જાયે, ઉલટું પાતક થાય. ॥૧૩॥ રામ વીશયમાં હાસ્ય વીશયમાં, વ્રત્તી ધરી શુણે જેહ; પ્રભુ તણા પદને નવ પામે, પામે શ્રમનો દેહ. ॥૧૪॥ હાસ્ય વીશય વાહાલો હોયે તો, ભવાયો થૈ અવતરે; વાનર કેરો દેહ પામે, કામ વીશય ચીત ધરે. ॥૧૫॥ માટે ચીત્ત હરી ચરચામાં, રાખી સાંભળજે રાય; અશ્વમેધનું પર્વ કહુંછું, પાપ તારૂં પળાય. ॥૧૬॥ વલ્લભ વદે સભળો શ્રોતા. ટુંકામાં સૌ સમજાવું; આ થગ

છપાઇ ગયો છે માટે, સંક્ષેપમાં હું ગાઉં.॥૧૭॥ ત્રણ કવીની છે રચેલી, અશ્વમેધ કથાય; તેથી ટુંકાણમાં રચું છું, સંદેહ ન ધરશો કાંય. ॥૧૮॥ પાન્ડવ ગાદી બેઠા ત્યાં સુધી, સારી રીતે રચી કથા; અશ્વમેધ છે બાહાર પડેલો મેહેનત લેઉં તે વ્રથા. ॥૧૯॥ વળણ. વૃથા મેહેનત લેતો નથી, ટુંકો ટુંકો કહું સાર; ના કહું તો અધુરો કહે; ભારત ગ્રંથ નિરધાર. ॥ ૨૦ ॥

## કડવું ૨ જું રાગ સવૈયો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, શુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહિમાય. ॥૧॥ હસ્તીનાપુરની ભોગવે ગાદી. કુન્તીના તન ધર્મ; નિતિ પુર્વક રાજ ચલાવે, નિત્ય કરે શુભ કર્મ. ॥૨॥ છ માસ સુધી ભોગવી ગાદિ, સમરે શ્રી અવીનાશ; એવામાં અણચીતવ્યા આવ્યા, વીષ્ણુ વેદમ વ્યાસ. ॥૩॥ પાન્ડવ ઉઠીને પાયે પડીયા, પ્રેમે આપ્યું આસન; પધારો પધારો કહી બેસાડયા, અમને કર્યા પાવન. ॥ ૪ ॥ એમ કહિને ધર્મરાજા, ચાંપવા બેઠા પાય; કૃપાનીધી એક પ્રષ્ણ પુછું છું, સંકલ્પ વીકલ્પ થાય. ॥ ૫ ॥ કુળ નીકંદન અમે કીધું, રાજ્ય લેવાને આપ; તે મુજને મનમાં ખટકે છે, જાણું છું બેહું પાપ. ॥૬॥ એટલે વ્યાસજી એવું બોલ્યા, સુણ યુધીષ્ટીર રાય; ક્ષત્રી ધરમ તેં સાચવ્યો તારો, તેમાં શું પાપ કહેવાય. ॥૭॥ પણ લોકીક અપવાદ બેઠો, કીન્ચીત એનો દોષ; દોશ તણું નામ સાંભળ્યું કે, ધર્મ થયા અફસોસ. ॥૮॥ ઓ માહારાજા અપવાદ બેઠો, એ મુજને પસ્તાવો; તે પણ નીરવાણ થાય તેવું, કાર્ય મુને બતાવો.॥૯॥ એટલે વેદમ વ્યાસ બોલ્યા, સાંભળી થાજે મગ્ન; જેવો કર્યો હતો રામચંદ્રે, તેવો કરો તમે યજ્ઞ. ॥ ૧૦ ॥ અશ્વમેધનો યજ્ઞ કરવો, તેથી બહુ જય થાશે, લોકીક અપવાદ જકતમાં બેઠો, તે તમારો જાશે. ॥૧૧ ॥ એમ સુણિ યુધિષ્ઠીર બોલ્યા, માહારાજા પડું પાય; અશ્વમેધ એ યજ્ઞ મોટો, દ્રવ્ય વીના કેમ થાય. ॥૧૨॥ છ માસની રાજગાદિ પામ્યા ધન નથી સંચીત કીધું; દુર્યોધનનું મેળવેલું, તેતો લુટાવી દીધું. ॥ ૧૩॥ માટે નીરધન છીએ હમણાં, કેમ કરિએ માહારાજ; મન મોકળું

મુકીને વાવરવું, તે કેમ કરીયે કાજ. ॥૧૪॥ વ્યાસજી બોલ્યા સાંભળ રાજા બતાવું એક ઉપાય; આગળ મોટો યજ્ઞ કર્યો તો, થઇ ગયો મરીયુત રાય ॥ ૧૫ ॥ તેણે વિપ્રોને દાન કર્યા ત્યાં, નરદમ કનક કેરાં; દળીદ્રીનાં દળદર કાપ્યાં, કીધાં મેરસમેરાં ॥ ૧૬ ॥ વીપ્રોએ જે કનક લીધાં, તે ડુંગરોમાં દાટયાં; ઘણા વરસનાં અકળાયેલાં, લક્ષ્મીજી ઉભાં રડયાં. ॥૧૭॥ તે ધન જઈ તમે લઇ આવો, તવ બોલ્યા ધર્મરાય, કૃષ્ણાર્પણ થયેલું ધન એ, મુજથી કેમ લવાય. ॥૧૮॥ એટલે વ્યાસજી એવું બોલ્યા, સાંભળજે સુમતી; ભુમીમાંથી ધન તું લાવે, તો તું છે ભુપતિ. ॥ ૧૯ ॥ એ ધનના માલીક વીપ્રો, તેમાનું નથી કોય; ધરતિના ધન કેરો ધણી, ધરણનો ધણી હોય. ॥૨૦ ॥ માટે તે ધન તું લૈ આવે, તેમાં નથી તને દોશ; તે લાવીને યજ્ઞ આરંભો, થાશે નહિ અપસોશ, ॥ ૨૧॥ ધર્મ કહે વારૂ માહારાજા, હવે તો આવી હામ; કૃપા કરીને બતાવો તમે, શાંશાં બીજા કામ. ॥ ૨૨ ॥ એટલે વેદમ વ્યાસ બોલ્યા, સાંભળ રાજ કુમાર; વરૂણ કરવા લવવા તેડી, વીપ્રો વીસ હજાર ॥૨૩॥ તે સરવેના વરૂણ કરવા, ત્રણસેંને સાઠદિન; આનંદમાં જીવ રાખવો સૌએ, દેવું ઇચ્છા ભોજન. ॥૨૪॥ યજ્ઞનિ પુરણાહુતિ થાય ત્યારે, ઘેનુ દેવિ ઘરમાંથિ; અકકેક રથ બેસવાને દેવો, અકકેક દેવો હાથિ. ॥૨૫॥ બે બે જોડિ વસ્ત્ર દેવાં, વળી દેવા શણગાર; વિસ મણ સુવર્ણ પ્રેમે દેવું, સાંભળ રાજ કુમાર ॥ ૨૬ ॥ એક એક ખોબો મોતી દેવાં, વિપ્રોને પ્રેમ ધરી; હરનિશ ઇશ્વર સમરણ કરવું, સત્ય શ્રદ્ધા આદરી. ॥૨૭॥ યજ્ઞ આરંભથી ધર્મ રાજા, હું કહું તે આદરવું; તમારે ને દ્રુપદિને, ધારાવ્રત શુભ કરવું. ॥૨૮॥ તમારે ને દ્રુપદિને, સુવું એક સજ્યાય; ઉઘાડું ખડગ મુકવું વચમાં, મનવ્રત્તિ સ્થીર થાય. ॥ ૨૯॥ વળિ તમારે ને દ્રુપદીને, ખાવું એકજ અંન; બીજો પદારથ કાંઇ ન ખાવો, વળી સાંભળ રાજન. ॥૩૦॥ યજ્ઞને સારૂં અશ્વ લાવો, જોઇએ પંચ કલ્યાણી; ખવરાવવું પિવરાવવું તેને, પુંજવો દેવી જાણી. ॥૩૧॥ તે અશ્વનાં ચીન બતાવું, સુણ યુધિષ્ઠિરરાય; પુંછડું પીળું કાન કાળા, સ્વેતજ એનિ કાય ॥૩૨॥ લીલા રંગના ચરણ હોયે, એવો એનો રંગ;

તેનાં જે દરશાન કરે તેને, યમ દુતનો ભય ભંગ. ॥૩૩॥ તે તોખારને લાવિ રાખો, થોડા દિવસ ઘેર; ચૈતર સુદી પુર્ણીમાએ, છોડવો આનંદ ભેર. ॥૩૪॥ તેને લેલાટે કનક કેરૂં, પત્રજ બાંધવું એક; તે પત્ર પર લખવું કેવું, તે સાંભળ વિવેક. ॥૩૫॥ ક્ષત્રી કેરા પુત્ર હોય તે, આ ઘોડાને બાંધે; એટલું લખિને મુકવો ફરવા, ખુશી આવે ત્યાં વાધે. ॥૩૬॥ તેનિ પુંઠે બળીઆ બાણાવી, સૈન્ય લેઇને જાય; હરનિશ એનિ ચોકી કરવિ, કૈં કબજે નવ થાય. ॥૩૭॥ પંચકલ્યાણી ફરતાં ફરતાં, લાદ કરે જે ઠામ; ધર્મશાળા તે સ્થળ કરવી, કાં કરવો વીશ્રામ. ॥ ૩૮ ॥ જે સ્થળ કરે લઘુ શંકા, ત્યાં કુઓ કે વાવ; ખરચમાં ખામી નવ કરવી, પુરણ લેવો લાહવ. ॥૩૯॥ એ અશ્વને ક્ષત્રી નંદન, બંધન કરે જેહ, તેની સાથે યુધ કરીને, અશ્વ લેવો તેહ. ॥ ૪૦ ॥ એ રીતે ત્રણસેં સાઠ દાહાડા, ફેરવવો પ્રેમ ધરી; એટલે ધર્મ પુછવા લાગ્યા, વ્યાસજીને કરગરી. ॥૪૧॥ ઓ મહારાજા ઠીક બતાવ્યું, વાત પુછું વાતમાંથી; એવો અશ્વ પંચ કલ્યાણી, કહો લાવીએ ક્યાંથી. ॥૩૨॥ એટલે વેદમ વ્યાસ બોલ્યા, બતાવું વિવેક; ભદ્રાવતી નામનિ છે નગરી, ઉત્તર દીશા એક. ॥૪૨॥ યુમશ્વ નામનો રાજા તેનો, સુવેધ નામનો તન; દસક્ષોણી સૈન્યાનો ધણી છે, અશ્વ તેને ભાવન. ॥ ૪૩ ॥ એ અશ્વની ચોકી કરે છે, દશ ક્ષોણી સૈન્યાય; તેની સાથે યુદ્ધ કરીને, અશ્વ લાવવો હાંય. ॥૪૪॥ તે ઘોડો છે દેવ લોકનો, સાચવવા દીધો છે; શેવા કરવા દરસન કરવા, યમુનાશ્વે લીધો છે. ॥ ૪૫ ॥ આઠે દીવશે આદીતવારે, તે ઘોડો છોડાય; ક્ષીપ્રા નામની નદિમાં તેને, નવરાવવા લેઇ જાય. ॥ ૪૬ ॥ તે દિન બહુ લોક પુંજા કરે છે, સેવે છે પુરણ પ્રીતે; તે ઘોડાને જઇ લઇ આવો. ક્ષત્રીવટની રીતે. ॥૪૭॥ લાવવો નહી તે છાનોમાનો, ન લાવવો માગીને; લાવવો નહી રાયમર્ણ પમાડી, લાવવો હઠ ભાગીને. ॥ ૪૮ ॥ લાવવો યુધ કરી જીતીને, ઓ કુન્તી સંતાન; એમ કહી આજ્ઞા માગીને, થયા અંતરધ્યાન. ॥ ૪૯ ॥ પછી પોતે ધર્મરાયે, ભાઇ ભાન્ડુ તેડાવ્યા; ભીમસેનને વળી સહદેવ જોશી, નીકુળ સહીત આવ્યા. ॥ ૫૦ ॥ હેડંબાવનથી આવીઓ છે, ગટોરગછનો તન;

વૃશકેતુ સુત કરણનો, રહે છે ધર્મ ભોવન. ॥ ૫૧ ॥ તે સરવે ત્યાં ભેગા થઇને; બેઠા ધર્મની પાસ; તવ ધરમે કહ્યું યજ્ઞ કરવા, કહી ગયા વેદમ વ્યાસ. ॥ ૫૨ ॥ તે કામ કરવું મન આદરવું, લેવાનો છે લાહાવો, માટે મારા વ્રકોદર વીરા, કૃષ્ણજીને તેડી લાવો, ॥૫૩॥ ગદા લેઇ તવ ભીમ ઉઠયો, દ્વારીકાંનગરી જાય; આવો આવો કહી ભીમને તેડયો, ધરમાં જાદવરાય. ॥ ૫૪ ॥ કહો વ્રકોદર કેમ પધાર્યા, ભિમ બોલ્યો સુખ ભેર; હસ્તીનાપુરમાં પધારો; યજ્ઞ ધાર્યો અમઘેર, ॥૫૫॥ કૃષ્ણ પ્રભુ તવ તૈયાર થયા, ઉમંગ ઉપજ્યો ઉર; વ્રકોદરની સાથે આવ્યા, પોતે હસ્તીનાપુર. ॥ ૫૬ ॥ ધરમરાયે કહી સહુ બીના, રાજી થયા દીનાનાથ; પછી સહુને તેડાવીને; બેઠા સરવે સાથ, ॥ ૫૭ ॥ એટલે બોલ્યા ધર્મ રાજા, પ્રથમ અશ્વને લાવો, આપણામાંથી શુરો, પુરો, લેવાને કોણ જાઓ. ॥ ૫૮ ॥ ભીમે કહ્યું કે હું જાઉં છું, લાવવાને મુજ હેતુ; મેઘવરણ કહે હું જાવું, તવ બોલ્યો વૃશકેતુ. ॥૫૯॥ ઓરે પિતાજી હું જાઉં છું; કરૂં જઇને ચડાવો; ધર્મ કહે ત્રણ જણ બોલ્યા, તેથી ત્રણે જાવો. ॥ ૬૦ ॥ વળણ ॥ ધરમે આપી આજ્ઞા ત્રણ જણ તતપર થાય; વદે વલ્લભ શ્રોતા સુણો, ભદ્રાવતીમાં જાય.



## कडवुं ३ राग चोपाइ.

બોલ્યા જય મુનીજી વચન, સુણ પરીક્ષત કેરા તન; દીધી ધરમે જયાં આજ્ઞાય; તવ ત્રણે પંથ પળાય. ॥૧॥ જાતા જાતા દિવસ બહુ થયા, એક માસે ભદ્રાવતી ગયા; એતો પુરણ હરખે ભરીયા, જઇ ગીરી ગુફામાં ઉતરીયા. ॥૨॥ રાગ દોહરાનો ॥ પછી મેઘવરણ એમ બોલ્યો; કહોતો તતપર થાવું; ભદ્રાવતીમાં પંચ કલ્યાણી, ઘોડાને જોઇ આવું. ॥ ૩ ॥ એમ કહીને આજ્ઞા લીધી, સર્વ સમાચાર લાવ્યો; ઓળખ્યો રાયને અશ્વ દીઠો. પછી ગુફામાં આવ્યો. ॥ ૪ ॥ ઓરે દાદા અશ્વ

દેખી, આનંદ ઉપજ્યો મન; નવરાવવા લાવશે ક્ષીપ્રાયે. આદીતવારને દિન. ॥ ૫ ॥ એવામાં રવીવાર આવ્યો, તવ સઘળી સન્યાય; પંચ કલ્યાણી અશ્વને લેઇ, ક્ષીપ્રાનદિએ જાય. ॥ ૬ ॥ તવ મેઘવરણ એવું બોલ્યો; કોહોતો દાદા જાવું, અશ્વને નવરાવવા લાવ્યા છે, કોહોતો જૈ લૈ આવું, ॥ ૭ ॥ એટલે ભીમે આજ્ઞા આપી, મેઘનાદે ગડગડીયો; વા વંટોળ વિજળી કરીને, તોખાર પાસે પડીયો. ॥ ૮ ॥ વાયુથી રેણું ઉરાડી, ગટારગઇને તન, સેન્યાના સરવે યોદ્ધનાં, પુરિ દિધાં લોચન. ॥ ૯ ॥ તે સહુ આંખો ચોળવા લાગ્યા, માયાવિ એવો નડીયો; અશ્વને ઉચકી ખાંધે લેઇને; જઈ ગુફામાં પડીયો. ॥ ૧૦ ॥ તે પછી શેન્યાને વળિ શાન્તિ, ઉઘડિયાં લોચન; જોયું તો અશ્વ નવ દિઠો, ઉદાસ થયું મન, ॥ ૧૧ ॥ અરેરે આપણો અશ્વ કયાં ગયો, કોઇક શત્રુ જાગ્યા; દસ ક્ષોણિના સકળ યોદ્ધા, જ્યાં ત્યાં શોધવા લાગ્યા. ॥ ૧૨ એવામાં એક બે શેવકે, ગુફામાં દિઠો તોખાર; તેણે જઈ યમુનાસવરાજાને, કહયો છે સમાચાર, ॥ ૧૩ ॥ ઓ માહારા જારાજા ધિરાજા, ચાલો જણુવિએ જોર; આપણા અશ્વને લેઇ ગુફામાં, બેઠા છે ત્રણ ચોર. ॥ ૧૪ ॥ એવું સાંભળી રાજા કોપ્યો, હાથ ગ્રહ્યાં હથીઆર; દસ ક્ષોણી શેન્યાને લિધિ, વળિ લીધો કુમાર. ॥ ૧૫ ॥ સુવેધ સુતને સાથે લઇને, રાજાએ કિધિ ચડાઈ; ડુંગરનિ ગુફાએ આવ્યા, કરવી ધારિ લડાઈ. ॥ ૧૬ ॥૧૬॥ તવ વ્રકોદર વૃશકેતુ, મેઘવરણ માયાવી; અશ્વને ગુફામાં બાંધિ નિકળિયા, યુધ્ધે ઉભા એ આવી, ॥૧૭॥ યુમનાસવ સામો વૃશકેતુ, સુવેધ સામો ભિમ; મેઘવરણ સૌ શેન્યના સામો, લિધો લડવાનો નિમ, ॥ ૧૮॥ ભદ્રાવતીનો રાજા બોલ્યો, શું જુઓ સૌ સાથ; દયા ન ધારો ઠેર મારો, કહિ ઉચો કર્યો હાથ. ॥૧૯॥ પછી પોતે આયુધ લિધાં, ક્રોધ ઘણેરો ચડિયો, કરણનંદન તેના સામો, મન મુકી ટુટી પડીયો. ॥૨૦॥ બાણ વછોડે માહા તન તોડે, સામા સમી કરે કષ્ટિ; દ્વાદશ મેઘનિ ધારા છુટે, એવી કરે બાણ વ્રષ્ટી. ॥ ૨૧॥ સામા સામી શરીર ભેદે, વહે શોણિત ધાર; દેખિને માહા ત્રાસવડે, વરતે હાહાકાર. ॥૨૨॥ ભીમને સુવેગ ગદા ગ્રહીને, ગદા તણું યુધ કરતા;

થાય ઝપાટા મારે સપાટા, પાછો નહી પગ ભરતા. ॥ ૨૩ ॥ એવામાં મેઘવર્ણ માયાવી, શેન્યમાં પડીયો સાર; એક ઘડીમાં મારી નાંખ્યા, યોધા ચાળીસ હજાર. ॥૨૪॥ એટલે વૃશકેતુએ ત્યાં પરાક્રમ કેવું કીધું; મોહાસ્તરનો મંત્ર ભણીને, માહા બળમાં બાણ લીધું. ॥૨૫॥ યુમનાશ્વ રાજાને માર્યું, પ્રાણજ ઉંચો ચડીયો; સાનશુદ્ધી બુદ્ધી વીનાનો, થઇને પ્રથવી પડીયો. ॥૨૬॥ તવ પોતે પસ્તાવા લાગ્યો, વીપ્રીત થયું આ ઠામ; જો રાજા મરણ પામેતો, અશ્વ ન આવે કામ. ॥૨૭॥ વેદમવ્યાસે એમ કહ્યું છે, વરતવું તે રીતીને; વાજી લાવવો માર્યા વીના, રાજાને જીતીને. ॥૨૮॥ તેમ છતાં મેં આશું કીધું, મનમાં અતી શોક ભરીયો; યુમનાશ્વ રાજાની પાસે, જાવાને ઉતરીયો. ॥૨૯॥ સો શેન્યે રાયને પડયો જાણ્યો. યુદ્ધ બંધ કર્યું સાર; સો આવ્યા યુમનાશ્વની પાસે, કરતા હાહાકાર. ॥૩૦॥ તે વારતા ગઇ ગામ વીશે, રાયનું કષ્ટ પ્રમાણ્યું; યમુનાશ્વની જનેતા જડદબા, તેણે વીવન જાણ્યું. ॥ ૩૧॥ વળણ. ॥ જડદબાયે જાણિયું, રકત થયાં તવ ચક્ષ; કહે વલ્લભ ઉભી થઈ, ચાલી પુત્રને પક્ષ. ॥

## કડવું ૪ થું રાગ કુશમની છાયા.

ઉઠી યુમનાશ્વની માય, જડદબા ચાલીયાંરે, એતો દીકરાની પક્ષે જાય, જડદબા ચાલીયાંરે. ॥૧॥ એની રાક્ષસ વરગની કાય૦જડ૦ દો ૯ જોજન ઉંચી દેખાય૦જડ૦॥૨॥ એનું દરવાજા જેવડું મુખ, જડ૦ એનું સરોવર જેવડી કુંખ૦જડ૦॥૩॥ એનું અધ ગાઉ પોહોળું કાઠું૦ જડ૦ એનું ડુંગર જેવડું માથુ.જ.॥૪॥એના છાછર જેવડા કાન૦જડ૦ એનાં નેત્ર ધનુશ કમાન૦જડ૦॥૫॥એનાંઘડનાળા તુલ નાસ્કોરાં૦જડ૦ આંખે પોપચાં પુરણ કઠોરાં૦જડ૦॥૬॥ એના સાત તાડ ઉંચા ચરણ, જ૦ એના ચાલ્યાથી ધ્રુજે ધરણ૦ જડ૦ ॥ ૭ ॥ માંથે કેશ છે વાંસાની જાળ. જડ૦ એના કરણ મોટા વીકરાળ૦ જડ૦ ॥ ૮ ॥ એનાં વાંસ પુર લાંબા થાન૦ જડ૦ માહા ભય ભરેલું વાન૦જડ૦ ॥૯॥ વળણ.॥ વરણન કરતાં થાકીયે, ભય ભરેલું વાન, તવ શેન્યમાં મુરછા થકી ઉઠયો છે રાજન. ॥

## કડવું ૫ મું રાગ ધનાશ્રી.

જય મુની રૂશી એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥૧॥ યુમનાશ્વ રાજાની મુરછા વળી, ઉઠીને શરીર લુંછે; વૃશકેતુને ને વ્રકોદરને; ખબર પોતે પુછે.

॥૨॥ કોણ છો તમે ક્યાંના રેહેવાશી, કેમ આવ્યા મુજ કામ; ભીમ કહે અમે કુન્તી નંદન, હસ્તીનાપુર ગામ. ॥૩॥ પાન્ડવમાં વ્રકોદર હું છું, યજ્ઞ અમારે ઘેર; માટે અશ્વ લેવાને આવ્યા, કહી તુજને ખરી પેર. ॥૪॥ સાંભળી રાજા આનંદ પામ્યો, તમને ઓળખે જગત; પર બ્રહ્મ પ્રભુ કૃષ્ણજીના, તમો લાડીલા ભક્ત. ॥ ૫ ॥ ચાલો અમો આવીએ તમ સાથે, વાજીને જોડે લેઇ; દીનબંધુનાં દરશન થાશે, કામ કરશું તન દેઇ. ॥૬॥ પુરણે યજ્ઞ થતાં સુધી, કામમાં મેહેનત કરશું; તમારે લીધે અમે પાપી, દુસ્તર સંસાર તરશું. ॥૭॥ ભીમે કહ્યું ભલે ચાલો જોડે, કહિને સરવે મળીયા; પરોણાગતે સાથે લેઇને, યુમનાશ્વ ગામમાં પળીયા. ॥૮॥ એવે રાયની મળી જડદબા, યુમનાશ્વ લાગ્યો પાય; કયાં જાઓછો ક્રોધ ભરેલાં, ઓરે મારી માય. ॥ ૯॥ જડદબા કહે ઓરે બેટા, જો મારાં રાતાં ચક્ષ; યુધ કરતાં મેં સાંભળ્યો તુને, કરવા આવું છું પક્ષ. ॥ ૧૦ ॥ રાય કહે પાછાં વળો માતા; આપણે ભાવન જોઈએ; હસ્તિનાપુરમાં કૃષ્ણ પ્રભુ છે, દરસને તૈયાર થૈએ. ॥૧૧॥ જડદબા કહે એ શું બોલ્યો, કયાં ઉભું કરે દુઃખ; ગોવાળીયાનાં દરસન કેવાં, કાળાનું કાળું મુખ. ॥૧૨॥ એ વ્યભીચારી છળનારો નારી, મામા માશી મારનારો; કામણગારો જાદુ વાળો, ઝેરીલો ને નઠારો. ॥ ૧૩ ॥ યુમનાશ્વે મનમાં વીચાર્યું, રાક્ષસ ગુણ મુજ માય; સમજાવિને લૈ જઇએ ને, લગાડું પ્રભુને પાય. ॥ ૧૪ ॥ એવું ધારીને એમ બોલ્યો, માતાજી ચાલો ઘેર; જવાની વાત જૈશું તે વારે, રહોને આનંદ ભેર. ॥ ૧૫ ॥ એમ કહિ માને ઘેર લીધી, સાથે કુન્તી તન; આદરભાવે પરોણાગતે, કરાવીયાં ભોજન. ॥૧૬ ॥ પછી નગ્રમાં સાદ પડાવ્યો, ભદ્રાવતીનો નાથ; દરસનની ઇચ્છા હોયેતે, સૌ આવજો એમ સાથ. ॥૧૭॥ તવ નગરીના હરીજનો તે, જાવા થયા તૈયાર; રાજા પુત્ર પરીવાર લેઇ, નીકળ્યો તેણા વાર. ॥૧૮॥ પોતાની જનેતા જડદબાને, સમજાવી અવળી પેર; ચાલો જનેતા હસ્તીનાપુરમાં, પાંન્ડવોને ઘેર. ॥ ૧૯ ॥ જડદબા કહે હું નહી આવું, કાળીયો ત્યાં કારભારી; મુજ ભાણેજ સકટાસુર હતો, તેને એણે નાંખ્યો મારી. ॥ ૨૦ ॥ યુમનાશ્વ કહે જાણું છું માતા, ત્યાં જઈ કરવો કેર; છળ કરી હણશું પ્રભુને, લેવું છે વેહેરે વેહેર. ॥ ૨૧ ॥ સાંભળી જડદબા થઈ રાજી, ચાલ તું મારી સંગ; વીચાર તેં બહુ સારો કીધો, થયો મુને ઉમંગ. ॥ ૨૨ ॥ અવળું સમજાવ્યું તવ ઉઠી, પુત્રની જોડે જાય; વાજતે ગાજતે નીકળ્યો રાજા, સાથે સૌ સંન્યાય. ॥૨૩ ॥ મેઘવરણ જઈ ગુફામાંથી, લાવ્યો પંચ કલ્યાણી; હળી મળી હસ્તીના-

પુર, આવ્યા ઉલટ આણી. ॥૨૪॥ આવો આવો કહી સનમુખ ઉભા, પોતે અશરણા શરણ, યુમનાશ્વે જબરદથી માને, લગાડી પ્રભુને ચરણ. ॥૨૫॥ પ્રભુએ મુસ્તક હાથ મુકયો; કુકરણી દુર કાહાવી; કુબુદ્ધી ટળી જડદબાની, તરત સુબુદ્ધી આવી. ॥૨૬॥ પ્રભુની પરદક્ષિણા ફરી, પ્રેમે લાગી પાય; માહારાજ હું કાંઇ બોલી હોઉં તો, તે કરજો ક્ષમાય. ॥૨૭॥ કૃષ્ણ ચરણથી સુમતી પામી, સહુ જન રાજી થાય; ભીમે પંચકલ્યાણી આપ્યો, સૌ જન લાગ્યા પાય. ॥૨૮॥ પછી એ વાજીને ચોકીમાં રાખ્યો, ધર્મ કરે શેવાય; આવેલાં સૌ રહ્યાં હસ્તીનાપુરમાં, પછી બોલ્યા જદુરાય. ॥ ૨૯ ॥ પાન્ડવો હું દ્વારીકાં જાઉં છું, આવે ચઇતર માસ, તવ ભીમ મુને તેડવા આવે, દ્વારીકાં મુજ વાસ. ॥ ૩૦ ॥ એમ કહીને પોતે પધાર્યા, દ્વારામતી અવીનાશ; એવે થોડા દીવસ ગયા, આવ્યો ચૈતર માસ. ॥ ૩૧ ॥ તવ ધરમે કહ્યું ભીમ વીરા; કૃષ્ણને તેડવા જાવો; કુટુંબ કબીલા સાથે પ્રભુને; હસ્તીના પુર લાવો. ॥ ૩૨ ॥ એટલે ભીમ ગયો દ્વારીકામાં જૈ કહ્યા રામાચાર; સઘળી નગરી સાથે લેઇ, પ્રભુ થયા તૈયાર. ॥ ૩૩ ॥ ઉગ્રસેનને વસુદેવને, દ્વારીકાં રેહેવા દીધા; નગ્ર સાચવવા બે બંધ મુકી, સરવને સાથે લીધાં ॥ ૩૪॥ હસ્તીનાપુર જાવા સહુ પ્રાણી, પ્રભુની સાથે પળીયાં; મારગમાં જુમનાજી આવ્યાં, ગોપ ગોપી ત્યાં મળીયાં ॥ ૩૫ ॥ નંદ જસોદા સરવે મળીયાં, મળ્યા મોહનના મીત્ર; કૃષ્ણને સરવે કહેવા લાગ્યા, બાળપણનાં ચરીત્ર.॥ ૩૬॥ પ્રભુ કહે સરવે ગોપ ગોપી, પથ અમારો ઝાલો; પાંન્ડવ મોટો યજ્ઞ કરે છે, તે માહાલવાને ચાલો. ॥ ૩૭ ॥ કૃષ્ણના કેહેવાથી ગોપ ગોપી, નંદ જસોદા સર્વ; હસ્તીનાપુર આવીયાં છે, મુકી સ્વારથ ગર્વ. ॥૩૮॥ વળણ. ॥ ગર્વ મુકી સર્વકો, રહ્યાં હસ્તીનાપુર; વલ્લભ વદે સહુ નારીને ઇચ્છા ઉપની ઉર, ॥

## કડવું ૬ ઠું રાગ સામેરી.

જયમુની રૂશી એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥૧॥ એક દાહાડો સરવે નારીને, ઇચ્છા ઉપની એમ; પંચકલ્યાણીનું પુજન કરીયે, પુર્ણ ધરીને પ્રેમ. ॥ ૨ ॥ દ્રુપદીને સુભદ્રા વળી, પ્રભુ તણી પટરાણી; બીજી નારીયો કૌરવ કેરી, બેઠી નીશ્ચય જાણી. ॥૩॥ મંગાવી આજ્ઞા ધર્મરાજાની, અશ્વનું પુજન કરવા; તેથી ધરમે આજ્ઞા આપી, પુંજે પાપ નીસ્તરવા. ॥ ૪ ॥ તવ નારીઓએ વાજી મંગાવ્યો, ધરના ચોકની માંય; સરવે

પ્રેમદા નાહી ધોઇને, પુંજવા ચાલી ત્યાંય. ॥ ૫ ॥ એવામાં અનુસાલ્વ નામે, આવ્યો માયાવી અસુર; માયા કરી વા વંટોળ કીધો, ઉરાડી રજ ભરપુર. ॥૬॥ સૌ નારીનાં નેત્ર મીંચાયાં, ત્રાસ ઘણેરો થયો; પંચકલ્યાણીનું હર્ણ કરીને, અનુસાલ્વ લેઈ ગયો. ॥૭॥ તે પછી સહુનાં નેત્ર ઉઘડીયાં, તવ નવ જોયો વાજી; એટલે હાહાકાર વરતાયો, થઇ કાંઈ દગલબાજી. ॥૮॥ તે વાત જાણી પાન્ડવોએ જઇ જોયું પડયો ત્રાસ; ઉદાશ પામી પુછવા ગયા, કૃષ્ણ પ્રભુની પાસ. ॥૯॥ પાય પડીને કેહેવા લાગ્યા, સુણો અશરણાશરણ; પ્રેમદા પુજન કરતીતિ ત્યંથી, અશ્વનું થયું હરણ. ॥૧૦॥ એટલે બોલ્યા અંતર્યામી, હું સમજ્યો પુરપાટે; રહદાલ્વ રાજાના ભાઇએ, અશ્વ હર્યો મુજ માટે. ॥ ૧૧ ॥ ચીંતા ન ધરશો મંગાવું છું, કહીએક બીડું કીધું; કહ્યું કે સુરો હોયતે લે બીડું, તવ પ્રદ્યુમને લીધું. ॥ ૧૨ ॥ ઘોડાને લાવવા જીતીને આવવા, લીધા જાદવ સર્વ; વાજતે ગાજતે યુધ્ધે ચઢીયો, મનમાં ધરીને ગર્વ. ॥૧૩॥ નગ્રની બારણે અશ્વ ગ્રહીને, અસુર ઉભો સાર; એની સાથે ઉભા રહ્યા છે, અસુર ચૌદ હજાર. ॥ ૧૪ ॥ તેના સામો પ્રદ્યુમન આવ્યો, વાજી લાવ્યો કેમ દંભ; એમ કહિ આયુધ ગ્રહીને, યુધ કર્યું આરંભ. ॥૧૫॥ પ્રદ્યુમનને જાદવ દળ સહુ,મારે ઘણાં હથીઆર; માયાવી અસુરને નવ વાગે, ગણે નહી લગાર. ॥ ૧૬ ॥ એવામાં અનુસાલ્વ,બાણ લેઈ બળ ધાર્યું; પ્રદ્યુમનની રૂદીયા વીશે, પવનાસ્ત્ર એક માર્યું. ॥ ૧૭ ॥ પવન મંત્રે પ્રદ્યુમન ઉડયો, તેતો ગગને ચડીયો; હસ્તીનાપુરની રાજ્યસભામાં, પ્રભુની પાસે પડીયો. ॥ ૧૮ ॥ તેને દેખી કોપે ભરાયા, પોતે શ્રી ઘનશામ; ઉઠી પુત્રને લાત મારી, તેં બોળ્યું મુજ નામ. ॥૧૯॥એવામાં ભીમ વૃશકેતુ, બે જણ જુધ્ધે ચડીયા; જાદવદળની પક્ષે આવી, વઢવા ટુટી પડીયા. ॥ ૨૦ ॥ તેજ સમે અનુસાલ્વે, દૈવતનો ખેલ દાખ્યો; વાયુ મંત્રે વ્રકોદરને, ઉરાડી સભામાં નાંખ્યો. ॥૨૧॥ તવ એકલો વૃશકેતુ લડે છે, માટે ચઢયા ઘનશામ; અનુસાલ્વના સામા આવી, કરવા માંડયો સંગ્રામ ॥ ૧૨ ॥ કોપની દ્રષ્ટી કરે બાણ વ્રષ્ટી, બળથી ઝપાટા લીધા; અનુસાલ્વે કૃષ્ણ પ્રભુને, સભામાં ફેંકી દીધા, ॥ ૨૩ ॥ એટલે રૂક્ષમણી રાણી આવી, કટુ વચન બહુ કીધાં; પુત્ર પડયો પણ આપ કેમ પડીયા, બહુ બહુ મેહેણાં દીધાં. ॥૨૪ ॥ અસુર સામો વૃશકેતુ, કર્યા કરે છે યુદ્ધ; લડતાં લડતાં કરણ પુત્રે, શીવબાણ લીધું શુદ્ધ. ॥ ૨૫ ॥ માહાબળ કરીને બાણ ફેકયું, થયો કારમો કોપ; અનુસાલ્વના માયાવી દુતને, શીવબાણે કર્યા લોપ. ॥૨૬॥ પછી બાણ અનુસા-

લ્વને, ભોકયામાં ને રહી ભુલ, શરીરે બહુ છીદ્ર પાડયાં, બનાવ્યો ચા ળણી તુલ્ય. ॥૨૭॥ એટલે અસુર હીમ્મત હાર્યો, મનમાં બહુ ભય વા ર્યો; વૃશકેતુએ નાગપાસ મારી, અવળે હાથે બાંધ્યો. તવ પાપીએ શીશ નમાવ્યું, લ્યો આ તમારો વાજી; વૃશકેતુ તવ કોપે ભરેલો, ચો- ટલીએ પડયો બાઝી. ॥ ૨૯ ॥ ઝાલીને લાવ્યો હસ્તીનાપુરમાં, રાજ્ય સભાની માંય; અનુસાલ્વ નીચો નમીને, લાગ્યો પ્રભુને પાય ॥ ૩૦ ॥ અપરાધ મારો ક્ષમા કરજો, જાણ્યા મેં વીશ્વના નાથ; તવ પ્રભુએ ઊભા થઇને, છોડી નાંખ્યા હાથ. ॥ ૩૧ ॥ પછી કહ્યું પાન્ડવોને, સાંભળો મારી વાત; તમે જેવા પાંચ બંધુ, તેવો આ છઠ્ઠો ભ્રાત.॥૩૨ ધર્મ બોલ્યા વારૂ મહારાજા, બોલ મુસ્તક ધરી દીધો; તેને રેહેવા ધામ આપ્યું, પંચ કલ્યાણી લીધો. ॥૩૩॥ યુધીષ્ટીર કહે વૃશકેતુ, સાબાશ મારા તન; મન કામના તેં પુરણ કીધી, છે તુજને ધન્ય ધન્ય. ॥૩૪॥ એમ કરી સરવે રહ્યા છે, બોલ્યા કૃષ્ણ વચન; વીશ સહસ્ત્ર વરૂણ કર વા લાવો વીપ્રના તન. ॥૩૫॥ તવ ભીમ જઇ વીપ્રો લૈ આવ્યો, સારા સારા વિદ્વાન; તેમને રેહેવા મઠ બાંધી આપ્યો, સતી તણે સંતાન. ॥ ૩૬ ॥ એવે ચૈતર માસ આવ્યો, પુર્ણિમાનો દિન; તે દીન વીપ્રોનાં વરૂણ કીધાં, પ્રેમે કરી પુજન. ॥૩૭॥ ગણીત પ્રમાણે કુન્ડ બનાવ્યો, ઉપર મન્ડપ કીધો; અમુલ્ય શોભા એમાં બનાવી, લાહાવ ઘણેરો લી- ધો. ॥૩૮॥ કનક આસનપર બેસાડયા, બ્રાહ્મણો બ્રહ્મરૂપ; એવી રીતે ય જ્ઞ આરંભ્યો, પોતે યુધીષ્ટીર ભુપ. ॥૩૯॥ પછી પંચકલ્યાણિ ઘોડો, છો ડીને કાહાડયો બાહાર; વીધી પ્રમાણે તેનું પુજન, કીધું કુન્તી કુમાર. ॥ ૪૦ ॥ સોનાનું એક પત્ર લીધું, તેમાં લખીયું કેવું; વાંચીને ક્ષત્રી નંદનને, સુરાતન થાય તેવું.॥૪૧॥ લખ્યું કે પાન્ડવનો વાજી, પરભારે પંથ વાધે; ક્ષત્રીનો ખરો સુત હોયે તે, આ ઘોડાને બાંધે. ॥૪૨॥ એમ લખી અશ્વને લેલાટે, બાંધ્યું રેશમ દોરે; પછી છુટો મુકવાની, આજ્ઞા કરી કીશોરે. ॥૪૩॥ તેની કેડે જબરા જોદ્ધા, ફરવાને નીકળીયા; અ- રજુન યુમનાશ્વ વૃશકેતુ, સુવેગ સહીત બળીયા. ॥૪૪॥ સાથે દશક્ષોણી શેન્ય લીધું, અશ્વની પુંઠે ફરવા; વ્રકોદરને ઘેર રાખ્યો, યજ્ઞની રક્ષા કરવા. ॥૪૫॥ અશ્વ ત્યાંથી નીકળ્યો તે, ગયો નર્મદા તીર; માહેશ્વરી નગરી એક ત્યાં છે, તેનો રાજા રણધીર. ॥૪૬॥ નીલધ્વજ છે નામ તેનું બહુ બળીયો રાજન; પોતે પુરણ ભાગ્યશાળી, પાંચ છે એને તન. ॥ ૪૭ ॥ તેમાં મોટો પુત્ર એનો, પરવીર એવું નામ; એક શહસ્ત્ર નારી લેઇને, ગયો છે ક્રીડાને કામ. ॥૪૮॥ નગ્રની બારણે બાગ વીશે, ક્રીડા

રમે છે જ્યાંય; ફરતો ફરતો તે બાગ વીશે, ઘોડો આવ્યો છે ત્યાંય. ॥૪૯॥ એક નારીયે અશ્વ દીઠો, તેણે બંધન કીધો; પોતાનો પતી પરવીર તેને, જઈને સોંપી દીધો. ॥૫૦॥ પરવીરે તે કબજે કીધો, અરજુને જાણી વાત; સૈન્યા સહીત ત્યાં વઢવા ચાલ્યા, પરવીર કેરી સાથ. ॥ ૫૧ ॥ વળણ.॥ યુધ્ધ કરવાને સંચર્યા, સાંભળજે તું રાય; વદે વલ્લભ શ્રોતા સુણો, યુધ્ધ તણો મહીમાય.

## કડવું ૭ રાગ ચોપાઇ.

બોલ્યા જય મુની રૂશી વચન, સુણ પરિક્ષત કેરા તન; ગયા બાગ કને જે વાર, અરજુને કર્યો ટંકાર. ॥૧॥ તવ સામો આવ્યો પરવીર, યુધ કરવાને રણધીર; સામાસામી તે ક્રોધે ચડીયા, એક એક પર ટુટી પડીયા ॥૨॥ કરે ઘણિ ઘણી બાણ વ્રષ્ટી, થઇછે સહુનિ કોપ દ્રષ્ટી; પરવીરે માર્યું એક બાણ; દસ શહસ્રનો વાળ્યો ઘાણ. ॥૩॥ તવ પારથને ચઢી રિસ, છેદ્યુ પરવીર કેરૂં શીશ; તવ સરવે નારીયો નાઠિ, આજ કરણી થઈ માહા માઠિ, ॥૪॥ નિલધ્વજને કહ્યો સમાચાર; સુણિ ક્રોધ ચઢયો છે અપાર; એનો જમાત્ર અગનિ દેવ, તેને તેડાવ્યો તતખેવ. ॥૫॥ જવાળા નામનિ રાયનિ નારી, સ્વાહા નામે એક કુમારિ; તે કુંવરિએ કરેલું તપ, અગનિ વરવાને ખપ. ॥ ૬ ॥ સાત દીવસે અગની ફળિયો, વિપ્ર વેશે કન્યાને મળિયો; કન્યા તેડિને લૈ ગયો ઘેર, નીલધ્વજે પુછી તવ પેર. ॥૭॥ તમોછો કોણ વિપ્રને રૂપ, તવ બોલીયો અગનિ અનુપ; સર્વ જકત કરે મુજ શેવ, ઓળખિ લે હું અગની દેવ.॥૮॥ બોલ્યો રાય તણો પ્રધાન, તમારૂ તો વિપ્રનું વાન; માટે અગનિ માનું કેમ, આપો પરીક્ષા તો ટળે વેહેમ. ॥૯॥ ત્યારે અગનિને ચઢયો કાળ, ફુંક મારિને કાહાડિ જ્વાળ; દિધું પુરણ પારખું દેખાડી, બાળી પ્રધાનની મુછ દાઢિ. ॥૧૦॥ ત્યારે રાયની માશિ વ્રધ ડોશી, થઇ અગનિ ઉપર બહુ રોશી; એતો જાદુથિ ચાળા બતાવે, એવા ઘણા ધુતારા આવે. ॥ ૧૧ ॥ નથિ કાળજું મારૂં કાચું, મને પારખું દેતો કહું સાચું, તવ અગનિ રોશે ભરીયો, ડોશી શામો ઉત્તર કરીયો. ॥૧૨॥ મુને તેડિ જાઓ તમ ઘેર, પછી બતાવું મારિ પેર; તવ ડોશિ તેડિ ઘેર ચાલિ, એક માંચિ બેસવા આલી. ॥૧૩॥ તવ બેઠા અગની દેવ, બોલી ડોશિ મુખ તતખેવ; બતાવો કાંઈ પારખું અમને, તવ પુત્રી પરણાવીએ તમને. ॥ ૧૪ ॥ તવ કોપીયો અગની ભુપ, પોતે ધરીયું જ્વાળા રૂપ; થઈ ડોશિની દશા માઠી, અગનિ જોઇ જીવ લેઇ નાઠિ. ॥૧૫॥ બધું બળિ ગયું બો-

વન, વસ્ત્ર રાચ રચીલું ને અન; પછી પોતે અગનિ ભુપ, પાછું લિધું વીપ્રનું રૂપ. ॥ ૧૬ ॥ પછી ડોશિએ અગનીને જાચ્યા, હવે માંન્યા મેં તમને સાચા, પછી નિલદ્ધ્વજ કને લાવિ, હવે દિકરી દો પરણાવિ ॥૧૭॥ તવ રાજી થયો રાજન, પોતે દિધું કન્યાદાન; પછી બોલ્યો થઇ રાજી, કાંઇ માગો તમે સસરાજી.॥૧૮॥ બોલ્યો નીલધ્વજ પડી પાય, તમ પાસે કાંઇ ન મગાય; તેમ કરતાં હું માગું એક, તમો રાખજો મારો ટેક. ॥ ૧૯ ॥ બોલ્યો અગનિ કહોતે દુખ કાપું, તમો જે માગો તે આપું; ત્યારે એમ બોલ્યો રાજન, મને થાય હરિ દરશન. ॥૨૦॥ ત્યાં લગી રહો મારે ઘેર, એટલી કરો મુજપર મેહેર; તેથિ અગની રહયોછે ત્યાંય, તેને તેડયા છે સભામાંય. ॥૨૧॥ નિલધ્વજે કહ્યું જમાત્ર, જાઓ જુધ્ધે પુજનીક પાત્ર; મારા પુત્રને માર્યો જેણે, ઘણો જુલમ કિધો તેણે.॥૨૨॥ તેના સામું કરો યુદ્ધ તમો, ત્યારે રાજી થઇયે અમો; તવ કોપ્યો અગનિ ભુપ, ગયો પાંન્ડવમાં જ્વાળ રૂપ. ॥૨૩॥ બાળવા માંડી સૈ સૈન્યાય, બધા કરવા લાગ્યા ત્રાહ્ય ત્રાહ્ય; પરવીરની નારીયો જેહ, ઘોડાને લેઇ ગઇછે તેહ. ॥ ૨૪ ॥ નીલધ્વજને આપ્યો વાજી, ઘોડો કબજે રાખ્યો થઇ રાજી; પણે અગની કરેછે તોફાન, જ્વાળ છુટેછે માહા મસ્તાન.॥૨૫॥ સૌનાં બળેછે વસ્ત્ર ને કેશ, ઘણા થાયછે નગ્ન વેશ; જાણ્યું અરજુને જાશે પ્રાણ, એણે લીધાં મેઘાસ્તર બાણ. ॥ ૨૬ ॥ તેથી મેઘની ધારા છુટે, તેમ અગનીના ભડકા ઉઠે; જેવું અગનીમાં ઘી હોમાય, તેવો અગની પ્રબળ થાય. ॥૨૭॥ ત્યારે થાકયો અરજુન બળીયો, તેથી સમર્યા શ્રીસામળીયો; તવ આવીયા જુગદાધાર, બેઠા રથ હાંકવા મોરાર. ॥૨૮॥ પછી અરજુન બોલ્યો નામી, હવે શું કરવું શ્રી સ્વામી; તવ બોલ્યા પુરૂશ પુરાણ, મારો નારાયણાસ્ત્ર બાણ.॥૨૯॥ માર્યું અરજુને તે બાણ ત્યારે, અગની બળવા લાગ્યો તેવારે; ઉડી અગનિના અંગમાં લાહાય, જઈ અરજુનને પડયો પાય. ॥ ૩૦ ॥ વળી કૃષ્ણને બે કરજોડી; વીનવે વઢવાનું છોડી; મેં તો ઓળખીયા આજ તમને, મટાડયું તું અજીરણ અમને. ॥ ૩૧ ॥ પેલું ખાન્ડેવ વન બધું બાળી, મારી અજીરણ પીડા ટાળી; નરનારાયણ છો તમો, આજ ઓળખી લિધા અમો. ॥ ૩૨ ॥ જરા રેહેજો કરૂણા કરી, તમો દીનબંધુ શ્રી હરી; કહી ગયા આમની માંય, બેઠો નીલધ્વજ રાય ત્યાંય, ॥૩૩॥ કહ્યા સસરાને સમાચાર, ચાલો આવ્યા છે જુગદાધાર; તેનાં કરાવું દરશન, તેથી તમો થાશો પરશન. ॥૩૪॥ તવ નીલધ્વજ ગયો સાથ, તેને દેખાડયા દીનાનાથ; કરિ દરસન ને પડયો પાય, પછી અગની બોલ્યો થઇ સાહાય. ॥૩૫॥

હવે વચન મારૂં થાપો, એમનો અશ્વ લાવીને આપો; તમે નીરખ્યા શ્રી ઘનશામ, હવે જાવું મારે મુકામ. ॥ ૩૬ ॥ કહિ અગનિ થયો વિદાય, રાજા અશ્વને લેવા જાય; એતો ગયો પોતાને ઘેર, કહી પ્રેમદાને બધિ પેર. ॥૩૭॥ તવ એનિ નારીનિ નીચ મતિ, બોલી ક્રોધાતુર થઇ અતી; શત્રુને વાજી દેવાનો નથી, દેતો ફાંસો ખાઉં સરવથી. ॥ ૩૮ ॥ મારા લડશે દિકરા ચાર, વેહેરે વેહેર લઇશ આ વાર; કહિ તેડયાછે ચાર તન, રાણીયે પોતાને ભોવન. ॥ ૩૯ ॥ મારા પુત્ર હોતો વેહેર ધારો, તમો શત્રુને જઇ મારો, તવ ચારે પુત્રો ચડીયા, જઇ અરજુન સામા અડીયા. ॥૪૦॥ વળણ. અરજુન સામા જઇ અડયા, યુધ કરવાને માટ; કહે વલ્લભ શ્રોતા સુણો, કેર થયો પુરપાટ. ॥

## કડવું ૮ મું રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥૧॥ નીલધ્વજના ચાર પુત્રો, હાથ ગ્રહ્યાં હથિઆર; અરજુન સામું યુદ્ધ મચાવ્યું, દેવા માંડયો માર. ॥૨॥ અરજુને અગણિતા મંત્રે, ભોંકી દીધાં તિર; નીલધ્વજના ચાર પુત્રોનાં, વીંધી નાંખ્યાં શરીર. ॥ ૩ ॥ એવામાં વૃશકેતુએ, છોડયાં કાળજ્વર બાણ; તે બાણથી ચારે ભાઇઓના, કાહાડી નાંખ્યા પ્રાણ; તે ખબર ગઇ નીલધ્વજને, પોતે આવ્યો યુધ કરવા; સ્ત્રીના કહેવાથી બુદ્ધી ભમીતે, મનથી ધાર્યું મરવા. ॥૫॥ આવીને એણે સંગ્રામ માંડયો, બહુ બળવંતો રાજા; પાંન્ડવ દળને કાયર કીધું, રાખી નહી કાંઇમાઝા. ॥૬॥ મારતા મારતા અરજુન દળને, પાછા પાડયા પા જોજન; અરજુન કાયર થઇને બોલ્યો, શું કરૂં જુગજીવન. નીલધ્વજ માર્યો નથી મરતો, તેની સમજણ પાડો; પ્રભુ કહે પવનાસ્ત્ર મારી, એને અહીંથી ઊડાડો. ॥૮॥ તવ પારથે પવનાસ્ત્ર માર્યું; તેથી ગગને ચડીયો; પોતાનો જમાત્ર જ્યાં છે અગની, તેની કને જઇ પડીયો. ॥૯॥ હાથ ઝાલી અગનીએ ઉઠાડયો, પુછ્યું કુશળક્ષેમ; કોણે તમને મુજકને નાંખ્યા, કહોબન્યું છે કેમ. ॥૧૦॥ નીલધ્વજ કહે તમ સાસુએ, સંગ્રામ પાછા કરાવ્યા; તમારા ચાર બાળક જીવતાતા, તેને પાછા મરાવ્યા, ॥ ૧૧ ॥ તે પછી મુજને મોકલ્યો લડવા, મેં જઇ સંગ્રામ કીધો; છેવટ અરજુને બાણ મારી, મુજને ફેંકી દીધો. ॥ ૧૨ ॥ એટલે અગની દેવ બોલ્યો, નર નારાયણ એવ; અરજુનજી નથી હારવાના, સાહાય છે શ્રી જગદેવ. ॥૧૩॥ તેથી અરજુન નહિ હારવાનો, મીથ્યા કેમ કુટાય; નારીનું કહ્યું માનશો નહિ

ને, અશ્વ આપી પડો પાય ॥૧૪॥ તવ નીલધ્વજ ઘેર આવ્યો, અશ્વને સાથે લીધો; નર નારાયણને નમી ને, અશ્વ આપી દીધો. ॥૧૫॥ પોતાનું ઘર બાર મુકી, ચાલ્યો અરજુન સાથ; પોતાનું સઘળું સૈન્યલૈને, આયુધ ગ્રહીને હાથ. ॥૧૬॥ એટલે એની જ્વાળા રાણી, ગઇ પોતાને પીયેર; દુલમુખ નામે ભ્રાત એનો, જબરો કરનાર જેર. ॥ ૧૭ ॥ તેની કને જઇને રડી પડી, ઓરે મારા વીર; મારા પાંચે દીકરા માર્યા, કુન્તી સુત રણધીર. ॥ ૧૮ ॥ તેને મારી વેહેર લ્યો તો, તમે મારા ભ્રાત; દલમુખ બોલ્યો એ અહીં આવે, તે વારે એની વાત. ॥ ૧૯ ॥ માંડી ધરીને નહી લેઉ ટંટો, મીથ્યા મુમત ઝાલી; એવું વચન સાંભળીને, જ્વાળા રીસાઇ ચાલી. ॥૨૦ ॥ જતાં જતાં ગંગાસ્થળ આવ્યું, તેના જળમાં પેઠી;પગ અંગુઠા જળમાં બોળીને નૌકા વીશે બેઠી ॥૨૧॥ એટલે એક જણે કહ્યું એને, તું છે મુરખ કેવી, ગંગાજળથી અતડી રેહે છે, છે કોઇ મલીયંત જેવી. ॥૨૨॥ જ્વાળા કહે છે ગંગા છે વંઝા, તેમાં ન બોળું વાન; તવ ગંગાજી સ્વરૂપ લૈને, પ્રગટ થયાં નીદાન. ॥ ૨૩ ॥ જ્વાળાને કહ્યું નથી હું વંઝા, મેં માંડ્યું છે ઘરસુત્ર; કુરૂ કુળમાં હું પરણેલી, ભીશમજી મારે પુત્ર. ॥ ૨૪ ॥ જ્વાળા કહે તુજ પુત્ર સામું, યુદ્ધ કર્યું અપાર; તેનું તું વેહેર લે નહી તે, તુજને છે ધીકકાર. ॥૨૫॥ તવ ગંગાને ક્રોધ વ્યાપ્યો, બોલ્યાં કરીને રીસ; છ માસમાં અરજુન કેરૂં, છેદાઇ જાજો શીશ. ॥૨૬॥ શ્રાપ દેઇને ગુપ્ત થયાં, બદલી નાંખ્યું શરીર; જ્વાળા રાણી શ્રાપ દેવરાવી ઉતરી સામી તીર. ॥૨૭॥ ચીતા ખડકીને બળી મુઇ, એવી અદેખી જાત; નીલધ્વજને ત્યાંથી ઘોડો, ફરે છે દીવસ રાત ॥ ૨૮ ॥ કૃષ્ણ હસ્તીનાપુર ગયા છે, એવામાં શું થાય; પંચકલ્યાણી ફરતો ફરતો, મોટા અરણ્યમાં જાય. ॥ ૨૯ ॥ ચાર ગાઉની એક લાંબી સલ્યા, રસ્તે પડેલી ધરણ; પંચકલ્યાણીએ તેના ઉપર, મુકી દીધો એક ચરણ. ॥૩૦॥ વજ્ર બરાબર તે ગયો ચોટી, તવ સહુ શોકે ભરીયા; ચર્ણ ઉખેડવા વૃશકેતુ, અરજુનજી ઉતરીયા.॥ ૩૧ ॥ અશ્વના ચરણને ગ્રહી જોર કીધું, પણ નવ છુટયો તેહ; અરજુન કહે આયુધ વડે, શલ્યા ભાગો એહ. ॥ ૩૨ ॥ પ્રદ્યુમનને નીલધ્વજ વળી, યમુનાશ્વ જે રાય;બાણ મારી મારીને થાકયા શલ્યા નવ છેદાય. ॥ ૩૩ ॥ એવામાં એક રૂશી દીઠા, તપ કરતાતા ત્યાંય; સૌભ્રી રૂશી મહા તપસ્વી, તેને જઇ પડયા પાય. ॥ ૩૪ ॥ ચરણે લાગી પુછવા લાગ્યા, મહારાજા ટાળો વેહેમ; શલ્યાપર પગ અશ્વનો ચોંટયો, તે નવ્ય ઉખડે કેમ. ॥ ૩૫ ॥ એટલે સૌભ્રી રૂશી બોલ્યા, કોણ તમે

રાજન; અરજુન કહે દાસ તમારા, પાન્ડવ કુન્તી તન. ॥૩૬॥ શૌભ્રી ૠશી તવ રાજી થયા, ભલે આવ્યા અહીં ઓણ; અરજુન કહે ઓ ૠશી જી, શલ્યારૂપ છે કોણ. ॥ ૩૭ ॥ વળાણઃ॥ આ શલ્યા તે કોણ છે, તે કહો મુને કથાય; શાથી પગ છોડે નહી, તે સાંભળું મહીમાય. ॥

## कडवुं ९ मुं राग आशावरीनी छायानो.

જયમુની ૠશી એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥૧॥ શૌભ્રીૠશી અરજુન પ્રત્યે, શલ્યાની કહે કથાય; ગરૂડપુરાણમાં એરે પારથ, કહ્યોછે મહીમાય. ॥૨॥ તે કથા તુજને સંભળાવું, સાંભળજે થઇ ખુશી; વનને વીશે તપ કરતાતા, એક ઉદ્દાલક ૠશી. ॥ ૩ ॥ તેમણે ભૂમીનું પડ ઉખેડયું, સેહેજ સ્વભાવે છેક; તેની નીચે કુન્ડ નરકનો, તેમાં જીવ અનેક ॥૪॥ તે જીવોએ ઉદ્દાલકને, કરગરવા માંડયું ઘણું; બહુ દીવસથી આ દુઃખ સહીએ, તે નીવારો અમ તણું. ॥૫॥ હાથ ઝાલીને બાહાર કાઢો, વાલેશરી છો અમારા; ઉદ્દાલક કહે કોણ તમે છો, તવ કહ્યું પીતુ તમારા. ॥ ૬ ॥ એટલે ૠશીએ હાથ ગ્રહીને, કાઢયા કુન્ડની બાહાર; પછી સહુ જીવ કહેવા લાગ્યા, મોક્ષ પમાડો સાર. ॥૭॥ એટલે પુછયું ઉદ્દાલકે, મોક્ષ પામો શી રીતે; તવ જીવોએ કહ્યું સુત તારો, શ્રાધ કરેતો પ્રીતે. ॥ ૮ ॥ તો તો પામીએ મોક્ષ ગતી, કહી ભૂમી ભમતા રહ્યા; તેમને મોક્ષ પમાડવાની, આવી ૠશીને દયા. ॥૯॥ જાણ્યું કે દીકરો ઉત્પન્ન કરૂં, તો પીતુ દુખ વામે; તે દીકરો પછી શ્રાધ કરેતો, મોક્ષ ગતી સહુ પામે. ॥૧૦॥ એવું સમજી કામ ઉપજાવ્યો, મનથી ગમન માંડયું; વીર્યને ઉંચું ચઢાવીને, નાશીકા દ્વારે કાઢયું. ॥૧૧॥ સરોવરમાંથી એક કમળ, ખેંચીને પોતે લીધું; સાચવીને તે કમળ વચ્ચે, વીર્યજ મુકી દીધું. ॥૧૨॥ તે કમળ મુકયું સરોવરમાં, સરોવરને કહ્યું એમ; ફરજન થાય તવ સોંપજે મુને, દીકરો કુશળ ક્ષેમ. ॥૧૩॥ એમ કહી માંહી મુકીને ગયા, પોતે ૠશીરાય; એવામાં એક અયોદ્ધાનો, રઘુ રાજા કહેવાય. ॥૧૪॥ તેની પુત્રી સખીયોને લૈ, સરોવરમાં ગઈ નાહાવા; જળમાં ઝીલે ઉઘાડે દીલે, જાય કમળ ફુલ સાહાવા. ॥ ૧૫ ॥ એત્રે ૠશીના વીર્ય વાળું, કમળ કુંવરીએ લીધું; તેમાં રમતાં જળ ભરીને, અજ્ઞાનતાથી પીધું. ॥૧૬॥ તેથી કુંવરીને ગર્ભજ રહયો, તેને થયા ચાર માસ; તે વાત તેના તાતે જાણી, કુંવરીપર કર્યો ત્રાસ. ॥ ૧૭ ॥ અનુચરને આજ્ઞા આપી, આ પુત્રી લેઇ જાઓ; મારે એનું મુખ નથી જોવું, અરણ્યમાં મુકી આવો. ॥ ૧૮ ॥

એટલે શેવક પુત્રીને તેડી, લેઇ ગયા અરણ્ય; જૈને રણમાં રડતી મુકી, મહા વીકટ જ્યાં વન. ॥૧૯॥ એવે ગર્ભને દસ માસ થયા, જન્મનો સમય છેક; શુભ ચોઘડીયે રાય તનયાને, પુત્રપ્રસવીયો એક. ॥ ૨૦ ॥ માહા રૂપવંતો માહા તેજશ્વી, પુત્ર થયો નીરધાર, કુંવરીએ જાણ્યું કુંવારીકા છું, ગંગામાં મુકું કુમાર. ॥૨૧॥ એમ જાણીને ગંગાજીમાં,નાંખવાને ગઇ જ્યારે; હાં હાં કહીને એને રોકી; ગંગાજીએ ત્યારે. ॥ ૨૨ ॥ ઓરે બાઇ આ દીકરાની, તું છે ધરમની માત; ઉદાલક રૂશીનો તન છે, આપી આવ એમને હાથ. ॥૨૩॥ પુત્ર લેઇને ફરજે વનમાં,મળશે તુજને રૂશી; તેને તેનો સોંપી દેજે, તવ કુંવરી થઈ ખુશી ॥ ૨૪ ॥ રાજાની પુત્રી પુત્ર લેઇને, વનમાં લાગી ફરવા; એવામાં ઉદાલકરૂશી,આવ્યા સંધ્યા કરવા. ॥૨૫॥ એવામાં પેલી પુત્રીયે, કાષ્ટનું ખોખું કીધું; ગંગામાં તર્તુ મુકી તેમાં, છોકરૂં મુકી દીધું. ॥ ૨૬ ॥ એવે સમે સ્નાન કરીને, રૂશીયે સમાધી કીધી, એવામાં પેટી આવી તણાતી, ઉદાલકે તે લીધી. ॥ ૨૭ ॥ જ્ઞાનદ્રષ્ટીથી રૂશીજીને, જણાયો મતલબ સારો; તણાતિ પેટીમાં પુત્ર આવ્યો, તે દીકરો છે મારો. ॥ ૨૮ ॥ એમ જણાયું કે પેટી લીધી, તેમાંથી લીધો તન; તે જોયું પેલી કુંવરીએ, આવી વદી વચન. ॥ ૨૯ ॥ ઓ રૂશી આ છોકરૂં કોનું, રૂશી કહે કે મારૂં; કુંવરી કહે તમારે માટે, મારે વળ્યું અંધારૂં. ॥૩૦॥ તમ સંગ વીશય વીના મુજને, ગર્ભ રહેલો શાથી; રૂશી કહે તેં વીર્ય પીધેલું, સરોવરકમળમાંથી. ॥૩૧॥ તેથી તુજને ગર્ભ રહેલો, કુંવરીએ કહ્યું ભલે; વણ દોશે દોશ મુકી કાઢી તાતે, માહારાજ શી મુજ વલે. ॥૩૨॥ રૂશી કહે ચાલ તુજ તાત પાસે, હું તુજને મુકી આવું; કુંવરી કહે ચાલો માહારાજ, કાંઇક સુખી થાઉં. ॥ ૩૩ ॥ એમ કહીને કુંવરી ચાલી, પુત્ર રૂશીની પાસ, રઘુ રાજાની સભામાં ગયા કે, રાજાને પડયો ત્રાસ. ॥૩૪॥ ઉદાલક કહે ભય નવ ધરતો, સાંભળ જે કહું પેર, પવીત્ર પુત્રી છે આ તારી, રહેવા દે તુજ ઘેર. ॥ ૩૫ ॥ નથી એણે વીશય કીધો, આળ આવ્યું પગ હેઠ; કમળમાં મુજ વીર્ય હતું તે, પીધાથી ગર્ભજ પેટ. ॥ ૩૬ ॥ રઘુરાજા કહે વારૂ માહારાજ, તમથી થયો સંતાન; માટે તમે પરણો એ કન્યા, કહી દીધું કન્યા દાન. ॥૩૭॥ પોતાના ગામમાં ધામ આપી, રાખ્યા રૂશી રાય; પુત્રનું નામ નાશીકેત પાડયું, પુત્ર ભણ્યો વિદ્યાય. ॥૩૮॥ નાશીકાના વીર્યથી થયેલો, તેથી નાશીકેત નામ; એવામાં પીતુ શ્રાધ આવ્યું, ઉદાલકને ધામ. ॥ ૩૯ ॥ નાશીકેતને કહ્યું રૂશીએ, દર્ભ જઇ લઈ આવ્ય; વાર ન કરતો બીજે ન ફરતો, ઝટપટ

વેહેલો લાવ્ય. ॥ ૪૦ ॥ તવ નારાીકેત દર્ભ લેવા, ગામ ભાગોળે ગયા; ત્યાં શીવજીનું શીવાલય છે, તે શીવ ભેગા થયા. ॥ ૪૧ ॥ શંભુ સાથે વાતો કરવા; બીરાજ્યા રૂશી રાય; દર્ભ લેવાનો ને શ્રાધની વારતા,વા તોમાં ભુલી જાય. ॥ ૪૨ ॥ ઉદાલકે વાટ જોઇને, શ્રાધ કર્યું આપ ઘેર; પછી પુત્રને સોધવા ચાલ્યા, ભાગોળે ઉદાસ ભેર. ॥૫૩॥ એવે નાશી-કેતને સાંભર્યું, પોતાને ઘેર શ્રાધ; અરેરે હું ભુલી ગયો, દર્ભવીના બહુ બાધ. ॥૪૪॥ એમ જાણીને દર્ભ લીધો, ઘેર જવાને વળીયા; એવામાં ઉદાલક રૂશી, સામા મારગમાં મળીયા. ॥૪૫॥ એટલે નાશીકેત બો-લ્યો, ક્ષમા કરજો તાત; શીવ સાથે સમાગમ કીધો, ભુલ્યો શ્રાધની વાત. ॥૪૬॥ ઉદાલકે તેને શ્રાપ દીધો, જા પડ નર્કને કુન્ડ; હવે તું ન હી કામનો મારે, મુરખ મતી મુંઢ. ॥૪૭॥ તાતનું વચન શીશ ચઢાવી સમાધી નીષ્ટ થયા; યોગ્યાભ્યાસે યોગ્ય સાધમથી, જમપુરીમાં ગયા. ॥ ૪૮ ॥ ત્યાં યમરાજા બીરાજેલા, યમલોકોના નાથ; નાશીકેત નીરખ વા લાગ્યા, યમદંડ જેને હાથ. ॥ ૪૯ ॥ તે બહુ જીવના ન્યાય કરે છે, લેછે પુર્ણ પરીક્ષા; પુન્યવંતાને ફળ આપે છે, પાપીને દેછે શીક્ષા. ॥૫૦॥ કૈં પાપીને ઉંચા ટાંગેલા, કૈં જન લોહને સ્થંભ; કૈં જનને ચીમટાથિ તાણે, દુઃખી થાય છે દંભ. ॥૫૧॥ કૈંકને ખાણીયામાં ખાંડે છે, કૈંની ચામ ડી ચીરે; કૈંના હાથ પગ બાંધી બાંધીને, વળગાડયા વીંછુ શરીરે, ॥૫૨॥ કારમા બરાડા પાડે પાપી, પડેછે દારૂણ દુઃખ; પુન્યવંતા બેઠેલા સભામાં, લેછે માનને સુખ. ॥ ૫૩ ॥ ત્યાં આવિ નાશીકેત ઉભા,યમે દિધું આસ ન; યમ પતીયે ચરણે લાગી, પ્રેમે કર્યું પુજન. ॥ ૫૪ ॥ પછી કહ્યું તમે દક્ષણા માગો, ઇચ્છા હોયતે ભાંખો; નાશીકેત કહે દક્ષણામાં, મુને નર કમાં નાંખો. ॥ ૫૫ ॥ મારા તાતનો શ્રાપ છે મુને, માટે એજ ઇચ્છાય; તવ યમરાયે પાલખી આણી, બેસાડયા તેની માંય. ॥૫૬॥ નર્કના કુ-ન્ડ દેખાડવા માટે, તેડી ગયા યમરાય; સત્યાવીસ કુન્ડ નર્ક કેરા, બહુ જીવ તરફડે ત્યાંય. ॥૫૭॥ કૈં જીવ ઉંધા કૈં જીવ ચત્તા, કૈં ડોકાં કાઢેલાં બાહાર; કૈં જીવને કાગડા કોચે છે, ગરધલો અપાર. ॥ ૫૮ ॥ તે સરવે કુન્ડ રૂશીયે દિઠા, પામ્યા મનમાં ત્રાસ; અરેરે બહુ જીવછે દુખી, કિધો મનમાં કયાસ. ॥૫૯॥ યમરાયને કહ્યું નાશીકેતે, સૌ જીવને બાહાર કા હાડો; એમના વતિ મુજને નાંખો, એઓને શાન્તી પમાડો. ॥ ૬૦ ॥ યમરાજા કહે ન થાય એવું, તે કરતાં કરો કામ; તમારો શ્રાપ ટળેને આ જીવો; તે પણ છુટે તમામ. ॥ ૬૧ ॥ જાઓ તમો તમારા તાત પાસે, કહ્યું તે કામ આદરજો, તમારા તાત આદરમાન દેશે, જઇ ત્રણ યજ્ઞ કરજો.

॥૬૨॥ શ્રાપ નિવારણ થાશે.તમારો, વળિ આ સૌ જીવ તરશે; એમ કહીને વિદાય કીધા, ભૂમી પધાર્યા હદશે. ॥ ૬૩ ॥ તાતને ત્યાં જઈ ત્રણ યજ્ઞો, કિધા પોતાને હાથ; શ્રાપ ટળ્યો તર્યા નર્કના જીવો, ઓધ્ધાર પમાડી માત. ॥૬૪॥ પછી પોતે વનને વીશે, તપ કરવાને ગયા; એકલા ઉદાલક રૂશીજી, ઘર ગામ વીશે રહ્યા. ॥૬૫॥ વળણ એકલા ઉદાલક રહ્યા, કોણ કરે શેવાય; વદે વલ્લભ એ રૂશીને; થઇ વરવા ઇચ્છાય.

# कडवुं १० मुं राग धनाश्री.

જયમુનિ રૂશિ એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય ॥ ૧ ॥ ઉદાલકે એમ વિચાર્યું, વૃદ્ધાવસ્થા થઈમારિ; ચાકરી કરનાર માણુસ જોઇએ, માટે પરણું નારી. ॥૨॥ અકલરૂશિનિ દિકરી હતી, અવળચંડી નામ; તેની સાથે પોતે પરણ્યા, કરાવવા ઘરકામ. ॥૩॥ પરણિ પોતાને ઘેર રાખી, કરાવવાને શેવા, જે બતાવે તે કરે કામ અવળું, નામ જેવું ગુણ તેવા. ॥૪॥ રૂશી કહેશે ચરણ ચાંપો, તવ તે મુસ્તક ચાંપે; રૂશી કહેશે લાડુ કરજે, તો ખિચડી કરી આપે. ॥ ૫ ॥ પાણી માગે તો તેલ આપે, તેલ માગે તો પાણી; નાહાવાનું કહે તો જાજરૂ જાયે, અવળી સૌ એધાણી. ॥ ૬ ॥ તેથી રૂશી બહુ થયા દુખી, જ્યાં ત્યાં પડે બહુ બાધ; એવામાં ઉદાલક કેરા, તાતનું આવ્યું શ્રાધ. ॥૭॥ તવ રૂશી સોસાવા લાગ્યા, હવે કરૂં શી પેર, એવામાં કૌડંડ રૂશી, આવ્યા એમને ઘેર. ॥૮॥ તવ ઉદાલક કહેવા લાગ્યા, ગાંડિ નારિ મુજ ધામ; જે જે સવળું બતાવું તે તે,અવળું કરે છે કામ. ॥૯॥ એટલે કૌડંડ એમ બોલ્યા, કામ બતાવજો અવળું; તેથી તમારી અવળચંડી, કારજ કરશે સવળું.॥૧૧॥ તવ ઉદાલકે અવળચંડી, બોલાવિ પોતાનિ કને; જો શ્રાધ કાલે મુજ તાત કેરૂં,કરવા ઉલટ નહિ મને. ॥૧૧॥ એટલે અવળચંડીબોલી, શ્રાધ્ધ તો કાલે કરવું; રૂશી કહે અપણા બે વિના, બિજું નવ નોતરવું. ॥૧૨॥ એટલે અવળચંડિ બોલી, હું તો મારે નેહોતરીશ; રૂશી કહે એક જણને કહેજે, નારી કહે કે વિસ, ॥૧૩॥ રૂશી કહેકે રોટલા કરજે, જેમ તેમ જમાડિ કાહાડું; અવળચંડી એવું બોલી, કરવાના છે લાડુ. ॥૧૩॥ રૂશી કહે કે ઉઠજે મોડી, કામ કરજે દીન જાતે; નારિ કહેકે ઉઠિશ વેહેલિ, કરીશ મધ્યાન થાતે. ॥૧૫॥ એમ કહી નરનારી સુતાં, એવે વાહાણું વાહાય; અવળચંડી વેહેલી ઉઠી, ઠીક કર્યું ઘરમાંય. ॥૧૬॥ વિસ વિપ્રોને નોહોતરી આવિ, શ્રાધ સામગ્રી કરિ; ગોમયે લીંપી દર્ભ ત્રભાણું,

આચમનિ ત્યાં ધરી. ॥ ૧૭ ॥ રૂડે પ્રકારે રસોઈ કિધિ, અળગું ઢાંકિ દીધું; ઉદ્દાલકે તાતજી કેરૂં, પરી પુરણ શ્રાધ કીધું. ॥ ૧૮ ॥ ભોજન કરી રહ્યાં સરવે, ભુલી બોલ્યા રૂશિરાય; શ્રાધના પિન્ડને શ્રાધની વસ્તુ, નાંખી દો ગંગામાંય. ॥ ૧૯ ॥ એટલે અવળચંડીએ તો, શ્રાધ તણા પિન્ડ લીધા; મળમુત્રનું સ્થાનક જ્યાં છે, ત્યાં જઈ નાંખિ દિધા. ॥૨૦॥ તેવું જોઈને ઉદ્દાલકને, તનમાં પ્રગટયો તાપ; અતી આકુળવ્યાકુળ થૈને, નારીને દિધો શ્રાપ. ॥ ૨૧ ॥ અવળચંડી અવળું કરે છે, તે પાપ પુરણ નડજો; શ્રાપ છે મારો રણભૂમીમાં, શલ્યા થઈને પડજો. ॥ ૨૨ ॥ એટલે અબળા થરથર ધ્રુજી, અવગુણ કરો માફ; ભુલી ચુકિને જખ મારિ, નીવારો મારો શ્રાપ. ॥૨૩ ॥ એટલે રૂશિને દયા આવિ, શ્રાપ નાંખું છું નિવારિ; અરજુનનો ચરણ અડશે કે, શલ્યા ટળિ થૈશ નારિ. ॥૨૪॥ માટે શલ્યા થઈ પડી છે, અવળચંડિ ધરણ; એવાં વચન સુણીને સૌ, રૂશિને લાગ્યા ચરણ. ॥ ૨૫ ॥ રૂશિનાં વચન સાંભળિને, અરજુને અરાડયો પાય; શલ્યા ટળિને નારી થઈ ગૈ, અશ્વ છુટો ગયો ત્યાંય. ॥ ૨૬ ॥ અવળચંડિ ઉદ્ધાર પામી, શ્રાપ નિવારણ થયો; પછી ઘોડો ફરતો ફરતો, ચંપાવતીમાં ગયો. ॥૨૭॥ રાય હંસધ્વજ તે નગરિનો, તેને છે પાંચ તન; સુધનવા છે સુત મોટો, હરી ચરણે છે મન. ॥૨૮॥ બિજો દીકરો સુરથ નામે, સુનળ ત્રિજો પુત્ર; ચોથો સુંદર પાંચમો સુખન, એવું રૂડું ઘરસુત્ર. ॥૨૯॥ તેના નગ્રમાં ગયો વાજી, હંસધ્વજે જોયો સાર; પત્ર વાંચિ પાન્ડવનો જાણિ, મનમાં કર્યો વિચાર. ॥૩૦॥ પાન્ડવને સાહાય કૃષ્ણ પ્રભુ છે, તેનાં થશે દરશન; તે સારૂ આ અશ્વ બાંધું, વીચાર્યું રાજન. ॥૩૧॥ પછી પોતે બંધન કિધો, વાજી પંચકલ્યાણી; પાન્ડવ દળમાં ખબર પોહોચિ, અરજુને વાત જાણિ. ॥૩૨॥ તવ પારથે શેન્ય પોતાનું, ભાગોળે થંભાવ્યું; નગ્રમાં અવાજ પોહોચે એવું, રણશીંગુ વગડાવ્યું. ॥૩૩॥ એટલે હંસધ્વજ રાજાએ, સૈન્ય કરવા સાવધાન; શેવક મોકલીને તેડાવ્યા, શંખ ને લેખ પરધાન. ॥૩૪॥ તેમને હંસધ્વજે પુછ્યું, કરો કાંઈ ઉપાય; આપણિ સેન્યા સવા પોહોરમાં, સપાટે ભેગી થાય. ॥૩૫॥ એટલે શંખલેખ એમ બોલ્યા લ્યોજી બતાવીએ ખેલ; અગનિ ઉપર કઢા મુકો, તેમાં ઉકાળો તેલ. ॥૩૬॥ પછી ઢંઢેરો પિટાવો, સૌ શેન્યને કેહેવરાવો; સવાપોહોરમાં ભેગા થવાને, તમો દવાઈ દેવરાવો. ॥૩૭॥ તેમાં પાછું એમ કે'વરાવો, જે નહિ આવિ મળશે; તેલ તણિ કઢામાં નાંખિ, તેને રાજા તળશે. ॥૩૮॥ તે ભયથિ સૈ આવશે વેહેલા, નહીં લાગે કાંઈ વાર; હંસધ્વજે તે સાંભ

ળિને, મોકલ્યા શેવક ચાર. ॥ ૩૯ ॥ તેમણે જૈ ડ ડેરો પિટયો, જે વેહેલો નહી આવે; તેને રાજા બાંધી રૂંધીને, તેલ કઢામાં તળાવે. ॥૪૦॥ એવો શેન્યમાં સાદ પાડયો, તવ સહુ જોદ્ધા જાય; કોઇ આગળ કોઇ પાછળ, સરવે ભેગા થાય. ॥૪૧॥ તે વાતે રાજાનો પુત્ર, મોટો સુધનવાય; દેવ શેવામાં બેઠો હતો તે, વીલંબ એને થાય. ॥૪૨॥ પુરણ શેવા કરી પરવાર્યો, પેહેર્યા વસ્ત્ર શણગાર; યુધ્ધે જવાને તતપર થયો, હાથ ગ્રહ્યાં હથીઆર. ॥ ૪૩ ॥ પછી પોતાની જનેતાને જૈ, પ્રેમે લાગ્યો પાય; એટલે પુત્રની પ્રત્યે બોલી, સુખવંતિ જે માય ॥ ૪૪ ॥ ઓ દીકરા પાન્ડવનિ સાથે, હશે જુગજીવન; ગમે તેમ કરી તે પ્રભુનાં, કરાવજે દરસન. ॥૪૫॥ એમ કહીને આજ્ઞા આપી, વાત કરી બહુ વગની, એવામાં મળી કોવલીકા નામે, સુધનવાની ભગની. ॥ ૪૬ ॥ તેણે કહ્યું કે પધારો વીરા, કરશો ન પાછી પાની; એટલામાં પ્રભાવતી નામે, આવિ એની રાંણી. ॥ ૪૭ ॥ પધારો પતી કહિ પ્રભાવતિ, લેઇ ગઈ પોતાને ધામ; કંથજી મુજને રૂતુઆપો, પ્રગટીયો છે કામ. ॥૪૮॥ વળી તમારે જીવવાની આશા, નથી મને લગાર; કારણ કે ઘરમાંથી નિકળતાં, બહુ થઈ ગઇ છે વાર. ॥૪૯॥ તમ તાતે તેલ ઊકાળ્યું છે, જાણું છું સમાચાર; તેમાં મોડા આવે તેને નાંખે, ઓ મારા ભરતાર ॥ ૫૦ ॥ તમો મોડા પરવાર્યા માટે, ત્યાંનવ જાશો નાથ; નીશ્ચે તેલમાં તળશે તમને, સુમતિ તમારો તાત. ॥૫૧॥ સુધનવાયે સાચું જાણ્યું; નારીને રેતુ દિધો; પછી પાછાં આયુધ ઝાલી, પોશાક પેહેરી લિધો. ॥ ૫૨॥ એટલે અબળા રડવા લાગી, નહી જવાદેઉં નાથ; ભય ભર્યું મુજને ભાસે છે; કાળજડું નથી હાથ. ॥ ૫૩ ॥વળણ॥ એમ અતી અબળા રડે, વળી વળી લાગે પાય; કહે વલ્લભ તતપર થઈ, સુધનવાતો જાય. ॥

## कडवुं ११ मुं राग सारवी.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું. અશ્વમેધ કથાય. ॥૧॥ સુધનવા રથમાં બેશીને, આવ્યો જબરો જોધ; તેને દેખી હંસધ્વજને, હળહળ પ્રગટયો ક્રોધ ॥૨॥ જારે નફટ નુધરા તેં, આમન્યા નવ પાળી; દવાઇ મારી લોપ કીધ, મર્યાદા બધી ટાળી. ॥૩॥ તારૂં મોહું શીદ બતાવે મુને, નારિને વંશ થયો; તાત તણું તે બોલ્યું લોપ્યું, અબળાનો રોકયો રહયો ॥૪॥ જારે જા હવે મુજ પાસેથી, મેં તને હુકમ કિધો; મારા નગ્રમાં તારે ન રેહેવું, દેશવટો મેં દિધો. ॥૫॥ એવું વચન સાંભળીને, બોલ્યા એ પ-

રધાન; શંખને લેખ છે બ્રાહ્મણ જાતિ, દુષ્ટમતિ મસ્તાન. ॥૬॥ કેમ રાજા તું પક્ષ કરે છે, ન્યાય ન ધારે રતિ; દીકરાને દેશવટો તું દેછે, અમારે રેહેવું નથી. ॥૭॥ એમ કહીને બેઉ જણા ઊઠયા, લાગ્યો હંસધ્વજ ચરણ; જેમ તમો કહો તેમ કરૂં હું, સાચું છે અંતસકરણ. ॥૮॥ એટલે શંખને લેખ બોલ્યા, બોલેલું કાયમ રાખો; શું તમારો સુત વાહાલો લાગે, તેલમાં તળી નાંખો. ॥ ૯ ॥ તવ રાજાએ આજ્ઞા કિધિ; સુધનવા તૈયાર થાઓ; કળકળતું તેલ તાવડામાં, તેમાં બેશી જાઓ. ॥૧૦॥ તવ સુધનવા કરગરે છે, સાંભળો વાત વિચાર, રોકાયો બાળ હત્યાના ભયથી, વળી શેવામાં થૈ વાર. ॥૧૧॥ એમ સુધનવા કરગરે છે, પણ ન માને તાત; તેલમાં પડવાનું થયું નીરચે, તે ગઈ ગામમાં વાત. ॥ ૧૨ ॥ તવ સુધનવાની માતા આવી, આવી એની બેહેન, અબળા આવી રડતી રડતી, નીરવહે છે નેન ॥ ૧૩॥ ત્રાસ ભરેલાં તે સહુ આવ્યાં, આવ્યું હરી જન લોક; સુધનવાનું વીઘન જાણી, પુરણ પ્રગટયો શોક. ॥૧૪॥ મહા ભયંકર ભૂમી ભાસે, ત્રાસે નગ્રના પ્રાણી; સોર કરે છે સોર ઘણેરા, રડે સુધનવાની રાણિ. ॥ ૧૫ ॥ તવ રાજા બહુ ધુસ્સે ભરાયો, બોલ્યો મુખથી એમ; સમજીને તેલમાં નાંખ પડતું, વિલંબ કરે છે કેમ. ॥ ૧૬ ॥ એટલે શંખને લેખ બોલ્યા, બહુ હૈવત દાખીશું; આપો આપ મહી નહિ પડેતો, બાંધીને મહિ નાંખિશું. ॥ ૧૭ ॥ તવ સુધનવા ક્રોધે ભરાયો, જો તું કરમ ચંડાળ; હું મારે આપે પડું છું, કરશે સાહાય ગોપાળ.॥૧૮॥ એમ કહીને ભરીસભામાં, ઉતાર્યા શણગાર; વસ્ત્ર ઉતારી કચ્છ ભીડાવ્યો ક્ષણું ન લાગીવાર. ॥૧૯॥ શંખ લેખે કહ્યું સેવકોને, રખેને નાશી જાય; ઉઘાડાં ખડગે ઘેરો ઘાલો, પડવાદો કઢામાંય. ॥૨૦॥ કવચીયાને બકતરીયાતે, સર્વ રહ્યા આસપાસ; કઢામણિ જોઇ પડવા ચાલ્યો, મનમાં ન ધરીયો ત્રાસ. ॥ ૨૧ ॥ એટલે પ્રભાવતીનારિ, શુધનવાથી જેહ; કટિ કશિને ક્રોધ ભરેલિ, કંથને બાઝી તેહ. ॥૨૨॥ વળણ. ॥ કંથને વળગી કામનિ, જુએ સભાનો સાથ; વિનતા એ વલ્લભ કહે, જૈને દીધી બાથ.

## કડવું ૧૨ રાગ કાફી.

હાંરે બોલ્યા જયમુનિ મુખ વાણિ, કંથને જઇ વળગિ રાણિ; હાંરે તમે પાછા વળો મુજ પતી, હ્યો હું પડું છું તમારિ વતિ. ॥ ૧ ॥ હાંરે તમને નહી મરવા દેઊં નાથ, કહિ બાળાયે દીધિ બાથ; હાંરે તવ સુધનવા શીખ દેછે, ભુંડિ શિદ તું મુને રોકેછે. ॥૨॥ હાંરે હું તો જાણું-

રી, નરને દીધું જોર. ॥ ૩૪ ॥ તવ નરે કાળજવર લીધું, કુમકમાં જુગદીસ; તે બાણેથી સુધનવાનું, છેદી નાંખ્યું શીશ. ॥ ૩૫ ॥ તે શીશ ઉછળી કૃષ્ણ પ્રભુના; ખોળામાં પડીયું સાર; પ્રભુએ તે લેઇ બળમાં ફેક્યું, ગલકીઆં તે વાર. ॥ ૩૬ ॥ એટલે આવ્યો સુરથ નામે, સુધનવાનો વીર; મારા બંધુને મારનારો, તેનું છેદું શરીર. ॥ ૩૭ ॥ એમ કહીને અરજુન સામો, આરંભ્યો સંગ્રામ; સામા સામી યુદ્ધ મચાવ્યું, જુએ છે ધનશામ, ॥ ૩૮ ॥ એવે સુરથે બાણ લેઇ, અરજુનજીને ભેદ્યું; તેવું અરજુને સામું મારી, સુરથનું શીશ છેદ્યું. ॥૩૯॥ તે શીશ પડયું પ્રભુને ખોળે, કૃષ્ણજીએ તે લીધું; પોતાનો ગરૂડ બોલાવીને, તેને આપી દીધું, ॥ ૪૦ ॥ આજ્ઞા કીધી ગરૂડજીને, સાચવીને લેઇ જાવો; નાંખશો નહિ બીજે કો સ્થળે, પ્રાગ વીશે નાંખી આવો. ॥ ૪૬ ॥ ગરૂડ તવ મુસ્તક લેઇ ચાલ્યો, આકાશ મારગે જાય; માહાદેવે મુસ્તક લેઇને, જતાં જોયો ત્યાંય. ॥ ૪૨ ॥ માહાદેવે મન વીચાર કીધો, રૂડું છે મુસ્તક કેવું; ઘણું સુંદીર રૂંઢ માળામાં, છે એ રાખવા જેવું. ॥ ૪૩ ॥ એવું વીચારી નંદાજીને, પોતે કરી આજ્ઞાય; જો નંદી ગરૂડ ગોવીંદનો, મુસ્તક લેઇને જાય. ॥ ૪૩ ॥ તે મુસ્તક જા લૈ આવ જઇને, તવ નંદી ઉંચો ચડીયો; મુસ્તક ગરૂડના હાથમાં છે, તેને બાઝી પડીયો. ॥ ૪૫ ॥ એટલે ગરૂડે પાંખ મારી; બળ કરી આકાશ; તેથી નંદીયો ઉછળીને પડયો શંભુની પાસ. ॥ ૪૬ ॥ પાર્વતી ખડખડ હસી પડીયાં, બોલ્યાં મુખ વચન; શંભુજી આખલું તમારૂં, તેથી શો વળે દિન; ॥ ૪૭ ॥ ગરૂડ ગોવીંદજીનો બળીયો, એને સાહાય કીશોર; તેની આગળ આખલીયાનું કેટલું ચાલે જોર; ॥ ૪૮ ॥ તવ માહાદેવે ભુજ ફેરવીયો, પછી કરી આજ્ઞાય; હવે જા જૈ લાવ્ય માથું, થનારૂં હોય તે થાય. ॥ ૪૯ ॥ એવું સાંભળી નંદી ઉડયો, જઇ પોહોચ્યો પ્રાગ માંય; ગરૂડે ગગનેથી મુસ્તક, નાંખી દીધું ત્યાંય. ॥ ૫૦ ॥ નંદીઆજીએ અદ્ધર ઝીલ્યું, લેઇ ગયો શીવ પાસ; માહાદેવે રૂંઢ માળામાં ઘાલ્યું, મનમાં ધરી હુલાસ. ॥ ૫૬ ॥ બે પુત્રોનું મરણ જાણી, ચઢયો હંસધ્વજ રાય; અરજુન સામો યુદ્ધે આવ્યો, માહા બળીયો કેહેવાય. ॥ ૫૨ ॥ એટલે બોલ્યા અંતરયામી, સાંભળો નર સરવથી; કોટી ઉપાયે હંસધ્વજને, જીતવાના તમે નથી. ॥ ૫૩ ॥ તે માટે તમે યુદ્ધ ન કરશો, હું એને સમજાવું; જ્યાં ત્યાં ઉભી આવરૂ રેહેશે, આપણી પક્ષમાં લાવું. ॥ ૫૪ ॥ એમ કહીને હંસધ્વજની, પ્રત્યે બોલ્યા ભગવાન; મોટા સુમત કરીને તમે, કેમ વઢો રાજન. ॥ ૫૫ ॥ એમ

કહાંને બહુ સમજાવ્યો, એટલે પડીઓ શાન્ત; હળીયા મળીયા બેઉ બળીયા, ભાગી ગઇ સહુ ભ્રાન્ત. ॥ ૫૬ ॥ પછી હંસધ્વજ નરનારાય ણુને નગ્ર વીશે લેઇ ગયો; પ્રભુનાં દરસણુ સૌને કરાવ્યાં, પછી પોતે તૈ યાર થયો. ॥૫૭॥ સકળ સેન્યા પોતાની લીધિ, ઘોડાનું રક્ષણુ કરવા; અરજુન સાથે અશ્વની પુંઠે, પોતે લાગ્યો ફરવા. ॥૫૮॥ હસ્તીનાપુર પ્ર ભુજી પુંડળ શેન્યા, આવ્યું સરોવર એક. ॥૬૦॥ વળણ. શ્રાપી સરોવર આવીયું, સાંભળને તું રાય; તેમાં હય પાંન્ડવ તણો, પાણી પીવા જાય.

## કડવું ૧૪ મું રાગ સારવી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું અશ્વમેધ્ર મહીમાય.॥૧॥ સુંદર એક સરોવર આવ્યું, ત્યાં અરવે શું કીધું; પીપાશા બહુ લાગેલી તે, પેશીને પાણી પીધું,॥૨॥ એટલે ઘોડો ટળી જઇને, બનીયો ઘોડી રૂપ; તે જોઇને વીચારમાં પડી યો, પોતે અરજુન ભુપ. ॥૩॥ ઘોડી વેશે ઘોડો ચાલ્યો, વનમાં આગળ જાય; એવે બીજુ સરોવર આવ્યું, હય પેઠો તે માંય. ॥૪॥ તવ ઘોડી નું રૂપ બદલાયું, થયું વાઘનું રૂપ; તે જોઇ બહુ પસ્તાવા લાગ્યો, પોતે અરજુન ભુપ. ॥ ૫ ॥ આયુધથી તે વાઘ હકાર્યો, ગયા એક જોજન; તવ વાઘ ટળી અશ્વ બનીયો, હરખ્યો નર રાજન. ॥ ૬ ॥ એવામાં એક રૂશી દીઠા, તેને પુછયો સંદેહ; રૂશીયે તે નીરવાણુ કીધો, ત્યાંથી ચાલ્યા તેહ.॥ ૭ ॥ અશ્વને લેઇને આગળ ગયો, કુન્તી સુત નરેશ; એવે આગળ જાતાં જાતાં, આવ્યો સ્ત્રીયાદેશ. ॥ ૮ ॥ તે દેશમાં પુરૂશ નહી કોઇ, એકલી અબળા જાતી; પ્રમેલાં નામની રાજય કરે છે, બળ વંતી મદમાતી. ॥ ૯ ॥ ચંદ્રાણી નામની પ્રધાન એની, સૌ જાણે જાદુ વિધાય, પુરૂશને પ્રેમદા બનાવી, રાખે નગ્રની માંય. ॥૯॥ વળી બના વે પશુ પક્ષી, એવી જાદુ વાળી; તે નગ્રમાં ઘોડો પેઠો, સ્ત્રીઓએ જો- યો નીહાળી. ॥૧૦॥ પત્ર સોનાનું વાંચી જોઇને, તાંણી બાંધ્યો તોખા ર; અરજુન સામા યુધ્ધે જાવા, સર્વ થઇ તઇયાર. ॥ ૧૧ ॥ નાના પ્રકા રનાં આયુધ લીધાં, માનુનીયો મદમાતી; કેટલી નારીના અશ્વ બના વ્યા, કેટલીના કર્યા હાથી. ॥૧૨॥ ઉંટ આકારે હય આકારે, ગજ આ કારે બનાવી; તેવા હાથીપર રાણી બેઠી, યુધ કરવાને આવી. ॥૧૩॥ સેન્યા સૌ સુંદરીની ચાલી, જોયા જેવી ખુબી; અરજુન સૌ શેન્ય સા થે ઉભો, તેના સનમુખ ઉભો. ॥૧૪॥ એટલે અરજુન એમ બોલ્યો કેમ આવી સરવે નાર; પ્રથમ અમને પાય પડીને, આપી દો તોખાર.

તોતો તાત દાહયો, પણ પ્રધાન સાથે વેચાયો; હાંરે એને નહી દીકરાની દાઝ, માટે મરવું નીશ્ચે મારે આજ. ॥ ૩ ॥ હાંરે નારી મારિ જીવીને શું કરવું, તાતના તીરસ્કારે મરવું; હાંરે એને પુત્રથી વાહાલા પ્રધાન, માટે મારે પોતે સંતાન. ॥ ૪ ॥ હાંરે અબળા તેં મને કીધો ખોટી; આવી વિઘ્નની વાત મોટી; કામને વશ કામના તું તો, બાળહત્યાથી બીન્યો હું તો. ॥૫॥ હાંરે મારે મરવાનો દિવસ આવ્યો, મુજ તાતે મુને ન બચાવ્યો; હાંરે અબળા આડી થઇને શું રોતી, નકામી મુજ ઈજત ખોતિ ॥૬॥ હાંરે એવાં વચન સ્વામીનાં શુણી, સાથે મરવું ધાર્યું તારૂણી; હાંરે તવ સંખને લેખ પ્રધાન, બોલ્યા ગાજીને માહા મસ્તાન. ॥૭॥ હાંરે અલ્યા શેવક છુટાં પાડો, એતો અબળાને અળગી કાહાડો; હાંરે નાંખો સુધનવાને બળ દાખી, એની ટીશી ડુબાડો આખી. ॥ ૮ ॥ વળણ. ॥ ટીશી ભુલાવો એહની બંધન કરો બેઉ હાથ; સુધનવાએ સાંભળ્યું, ક્રોધ ચડયો મન સાથ.

## कडवुं १३ मुं राग सवैयानो.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥૧॥ ક્રોધાતુર થયો સુધનવા, તનમાં પ્રગટયો તાપ; બંધન કરાવિને શું નાંખે, પડું છું આપોઆપ. ॥૨॥ એમ કહીને ચાલી આવ્યો, તેલની કઢા પાસ; જોઇને સૌની હિમત ભાગે, પુરણ પડીયો ત્રાસ. ॥૩॥ સુધનવાને ભય નથી મનમાં, મરવું છે એક દીન, એવું સમજી ઉભા ઉભા, કરે પ્રભુનું સ્તવન. ॥૪॥ ગોવીંદજી ગજને છોડાવ્યો, હરવ્યો મવર દંભ; ભકતને વશ છો ભુધરાજી, વશ્યા પ્રલ્હાદને સ્થંભ. ॥૫॥ નીમામાંથી મંઝાર ઉગાર્યાં, વળી ટીંટોડીનાં બાળ; તેવા મારી વારે ધાજો, ઓરે શ્રી ગોપાળ. ॥૬॥ આપે બહુ અવતાર ધરીયા, ભકતોની કરવા સાહાય; અસુરશુદ્ધીને શીક્ષા કરવા, સમર્થ વૈકુંઠ રાય. ॥૭॥ બાળહત્યાના ભયથી મુને, લાગી લગારેક વાર; વળી તમારી શેવામાં મુને, વિલંબ થયો મોરાર. ॥ ૮ ॥ અસત્ય કામે નોહોતો રોકાયો, વીશ્વપતી માહારાજ; જો મુજને સાહાય નહી કરો તો, જાશે તમારી લાજ. ॥૯॥ એવી પ્રભુની પ્રાર્થના કીધી, પ્રભુને પ્રગટયો પ્રેમ; વાયુને મોકલી તેલ હતું તે, કીધું ટાઢું હેમ. ॥ ૧૦ ॥ એવે સુધનવા તતપર થયો, પ્રધાન પાપી નડીયો, માટે મનમાં એછું આવ્યું, ઉછળી તેલમાં પડીયો. ॥૧૧॥ પણ શરીરે દાહ ન લાગ્યો ગોવીંદના ગુણ ગાય; ખોબે ખોબે શરીરે છાંટે, જળમાં જેવીપેર નાહા

ય. ॥૧૨॥ જોઇને સરવે વીસ્મય પામે, પ્રધાનનાં ડોકાં ડોલે; હરીજન સરવે ઉભેલા તે, જય જય શબ્દજ બોલે ॥૧૩॥ એવામાં શંખલેખ બોલ્યા, છે સળગાવ્યામાં પાપ; કોહો ના કહો પણ કપટ થયું છે,તળે કરો બહુ તાપ. ॥૧૪॥ એમ કહીને તાપ કરાવ્યો, જેમ અગની બહુ થાય; તેમ તેમ તેલ કઢાને વિશે, શીતળ થતું જાય ॥૧૫॥ એટલે તેલમાં રમવા લાગ્યો, હંસધ્વજનો તન; તેનું જોઇને પ્રધાન બેઉ, બોલ્યા દ્વેશ વચન. ॥૧૬॥ કોહો ના કહો પણ કપટ છે કંઇ, માટે સંદેહ ખુઓ; લાવો લીલું શ્રીફળ તાજું, તેલમાં નાંખી જુઓ. ॥ ૧૭ ॥ એમ કહી શ્રીફળ મંગાવ્યું, તેલમાં નાંખ્યું સાર; તે ફાટીને થયાં ચીતાળાં ક્ષણું ન લાગી વાર. ॥૧૮॥ બે ફરસાળાં થઇને ઉડયાં, સૌ લોક જોવા લાગ્યાં; ઉછળીને બે પ્રધાનોનાં, લેલાટ વીશે વાગ્યાં ॥ ૧૯॥ તે જોઈ સરવે ખડ ખડ હશીયા, વરત્યો જેજેકાર; પ્રધાનનાં મુખ ઉતરી ગયાં નિચું જોયું તેવાર. ॥૨૦॥ ઓશીયાળા થઇ રડવા લાગ્યા, લાગ્યા સુધનવાને ચરણ; સાચા શેવક કૃષ્ણ તણા છો, શાહાય અશરણાશરણ. ॥૨૧॥ ક્ષમા કરો અપરાધ અમારો, નીકળો કઢાની બાહાર; હંશધ્વજ કરગરવા લાગ્યો; પુત્રને વારંવાર. ॥૨૨॥ પ્રધાનના કહેવા થકી મેં, તુજપર કીધો કોપ; તુજ સરખા સુત થોડા થાશે, ન કર્યું વચન લોપ ॥૨૩॥ સુધનવા તવ બાહાર નીકળીયો, ઉષ્ણ જળે કીધું સ્નાન; વસ્ત્ર આભુશણ ધારણ કીધાં, યુધ્ધે થયો સાવધાન ॥૨૪॥ આયુદ્ધ લીધાં હાથમાંને, રથમાં બેઠો ચડી; વાજતે ગાજતે શેન્ય લેઇને, ઉપડીયો તે ઘડી.॥૨૫॥ આવી ઉભો અરજુન સામો, કીધાં રકત લોચન; ધનુશનો ટંકાર કીધો, હંશધ્વજને તન.॥૨૬॥ અરજુને પણ ટંકાર કીધો, આયુધ લીધું હાથ; પોતાની શેન્યને ઉચ્કેરી,શું જુઓ સહુ સાથ.॥૨૭॥ એટલે પ્રધુમન કોપ્યો, કૃષ્ણ તણો કુમાર; અરજુનનાથી આગળ થઇને, દેવા માંડયો માર. ॥૨૮॥ સુધનવાએ મોહાસ્ત્ર માર્યું, તવ પ્રાણ ઉચ્યો ચડીયો, પુત્ર પ્રભુનો પ્રધુમન તે, મુરછામાં ઢળી પડીયો. ॥ ૨૯ ॥ એટલે કુંવર કરણ કેરો, વૃશકેતુ નામ; તેણે નરની આગળ થઇને કરવા માંડયો સંગ્રામ. ॥ ૩૦ ॥ તેને પણ મુરછામાં નાંખ્યો, સુધનવાયે સાર; પછી મોખરે લડવા ઉભો, ઇંદ્ર તણો કુમાર; ॥ ૩૧ ॥ અરજુન સામો સુરો સુધનવા, ન કરે પાછી પાનિ; અરજુનને રૂંએ રૂંએ વીંધ્યો, પુરણ કરી નીશાનિ, ॥૩૨॥ પછી પારથ કાયર થયો, ધરીયું કૃષ્ણનું ધ્યાન; તવ આવી રથ હાંકવા બેઠા, પોતે શ્રી ભગવાન; ॥ ૩૩ ॥ અરજુનનું અતી કષ્ટ જાણી, દયા કરી કીશોર, સુધનવાનું સામર્થ્ય કુ-

ત્યાં તો બંધાવે વાવ્ય કે કુઓ; એ અશ્વ કરે લાદ જ્યાંય; ધર્મશાળા બંધાવે ત્યાંય. ॥ ૧૦ ॥ એવિ રીતે વાવરે ધન, જાતાં આવીયું પ્રતક વન; તે વનના પ્રાણી જેહ, એક દીવસમાં મરે તેહ. ॥ ૧૧ ॥ હરી ફરી જીરે પોહોર ચાર, તેમાં માંડી લે સંસાર; એવી ભૂમીથી નીકળી આ, અશ્વ પુઠે મણીપુર પળિયા. ॥ ૧૨ ॥ ઘણું સુંદીર છે એ ગામ, મોટાં મોટાં બાંધેલ્લા ધામ; રાજ કરે અરજુનનો તન; એનું નામ છે બભ્રૂવાહન. ॥ ૧૩ ॥ એ તો ઇલેવાનનો ભ્રાત, ચીત્રકળા છે એનિ માત; જ્યારે અરજુન જોગી થયો હતો, પંપા સરોવરે ગયો હતો. ॥૧૪॥ તેમાં સર્પણો બે હતી, મુળ અપછરાની ગતિ; તેને દુરવાસાનો હતો શ્રાપ, તેથી સર્પણો થઈતી આપ. ॥ ૧૫ ॥ અરજુનના ચરણ પ્રતાપે, હતો તે દેહ પામિતી આપે; વરીતી અરજુનની સાથ, નારદે ઝલાવ્યો તો હાથ. ॥ ૧૬ ॥ એ તો કથા આગળ આવી ગઈ; માટે વિસ્તારતા નથી અહીં; તે ઉલપીનો સુત ઇલેવાન, ભીસ્મ સામો લઢયોતો નીધાન. ॥ ૧૭ ॥ ત્યાં પામ્યો હતો એ મરણ. તે તો જાણે છે બધિ ધરણ; એના ગામમાં ગયો તોખાર; કેડે આવ્યો કુન્તી કુમાર. ॥૧૮॥ તેવા કળકળવા મચ્યા કાગ, રસ્તે આડા ઉતરીયા નાગ; એવા માઠા થયા શુકન, તોહયે નાવ્યું અરજુનને મન. ॥ ૧૯ ॥ એવે ઘોડો ગામમાં જાય, એક શેવકે દીઠો ત્યાંય; તેને દોરડે બંધન કીધો, બભ્રુવાહનને જઈ દિધો. ॥ ૨૦ ॥ અશ્વને બાંધ્યું પત્ર જેહ, ઇલેવાને વાંચી જોયું તેહ; જાણ્યું મુજ તાતનો તોખાર, કેમ રાખી શકું લગાર. ॥ ૨૧ ॥ એનો સુબુદ્ધી નામે પ્રધાન, તેને પુછયું નર સંતાન; આ તો મુજ તાતનો તોખાર, તેનો શો કરવો વિચાર. ॥ ૨૨ ॥ તવ પ્રધાન બોલ્યો એમ; બાપના સામા બાઝીએ કેમ; ચાલો લ્યો મોતી પુષ્પની થાળ, સહુ સામા જૈએ પગપાળ. ॥ ૨૩ ॥ લેઇ જઇએ સાકરનાં પાણી, પીતાને પાઇએ પ્રેમ આણી; એવું કહ્યું પ્રધાને જ્યારે, ઉઠયો બભ્રુવાહન ત્યારે. ॥ ૨૪ ॥ ગયો ઘરમાં પુછવા વાત, જ્યાં બેઠી પોતાનિ બે માત; તેને જઇ કહ્યા સમાચાર, આવીયાછે કુન્તી કુમાર. ॥ ૨૫ ॥ તવ બેઉ માતા કહે એમ, બેટા અશ્વ તેં બાંધ્યો કેમ; વાજી લેઇને સામા જાઓ, પાયે પડીને ગામમાં લાવો. ॥ ૨૬ ॥ એવું કહ્યું એની બે માત, મળી પ્રધાનની વાતે વાત; એતો ઘણોક હરખે ભરીયો, આજ્ઞા લેઈ હેઠો ઉતરીયો. ॥ ૨૭ ॥ લીધો પ્રધાન શેન્યા સાથ, પોતે બંધાવ્યા અવળા હાથ; જોડે લીધો પંચકલ્યાણી, જાય વદતો દિનતા વાણિ. ॥ ૨૮ ॥ ગામ બારણે અરજુન ઉભો, એતો મનમાં કરે મનસુબો; પુછયું હ-

સહ્વજને તે કામ, આતો કોણ રાજાનું ગામ ॥ ૨૯ ॥ બોલ્યો હંસધ્વજ વચન, અહીં રાજા છે બબરૂવાહન; એનાથી સહુ ડરે હું ડરૂં, મારી ખંડણિ એને ભરૂં. ॥ ૩૦ ॥ સાત ગાડાં સોનૈયાનાં સાર, હું તો ભરૂં છું કુન્તી કુમાર; ઘણું સુંદીર છે આ ગામ, મણીપુર છે નગ્રનું નામ. ॥ ૩૧ ॥ એવિ વાત કરેછે જ્યાંય; આવ્યો બબરૂવાહન ત્યાંય, પેઠો પાન્ડવના સૈન્યમાંહિ, પુછી જોયું શેવકને ત્યાંહી. ॥૩૩॥ કીયો અરજુન કુન્તીતન, ત્યારે શેવક વધો વચન; પેલા રથપરછે હનુમાન, તેમાં અરજુન સતીસંતાન. ॥૩૩॥ તવ પુત્રને હરખ ચડાયો, જઇ અરજુનને પાય પડીયો; છોડી બંધન જોડયા હાથ, ભલે પધાર્યા મુજ તાત ॥ ૩૪ ॥ અશ્વ બાંધ્યો હતો મેં આપ, તેતો અપરાધ કરજો માફ; મને જનમ્યે થયા બહુ દિન, પણ આજ થયાં દરસન. ॥ ૩૫ ॥ મને નોહોતો રમાડયો બાપ, પણ આજ થયો મેળાપ; લાહાવો વીત્યો મુને અપાર, મારો સફળ થયો અવતાર. ॥ ૩૬ ॥ વળણ. ॥ સફળ જનમ થયો માહરો, રહી નહી ખામી લગાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, વીપીત થયું તે વાર.

## कडवुं १६ मुं राग सवैयानो.

જય મુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥ ૧ ॥ બભ્રુવાહન એવાં વચન બોલ્યો, નરને પડયો વિચાર; આ દેશમાં હું કયારે આવેલો, કયાંથી મારો કુમાર. ॥૨॥ એવામાં વૃશકેતુ બોલ્યો; પારથ પ્રત્યે વચન; ઓરે મારા અરજુન પીતા, આ કીયો તમ તન. ॥૩॥ એટલે કીરીટધર એમ બોલ્યો, મુને નથી કાંઈ યાદ; તવ બભ્રુવાહન વધો વાણી, કરશો નહી વીવાદ. ॥૪॥ તમારો સહુ સંદેહ ટાળું, સાંભળજો વચન; અઢી વરસ જોગી થઇને, નીકળ્યાતા તમે વન. ॥૫॥ તવ પંપાસરોવરે અપછરા બે પરણ્યા તમે તાત; તેનો હું છું દીકરો, એ થાય છે મારી માત. ॥૬॥ ઉલ્પીનો ઇલેવાન હતો તે, આવ્યોતો તમ શરણ; ભીશ્મસામું યુધ કરીને, તે પામ્યોતો મરણ. ॥૭॥ ચીત્રકળાનો દીકરો હું, ઓરે મારા તાત; હવે મુજને ઓળખી લેજો, કરી માંડીને વાત ॥૮॥ વિનાશકાળે વીપરીત બુદ્ધિ, થઇ અરજુનનિ સાર; તેથી બભ્રુવાહન સામો, અવળો કર્યો ઉચ્ચાર. ॥૯॥ તારી માતા વેશ્યા સરીખી, અનેક એને સ્વામિ; મારો દિકરો કહું તને તો, લાગે કુળમાં ખામી. ॥ ૧૦ ॥ એટલે બભ્રુવાહન બોલ્યો, તાતજી બોલો વિચારી; હું છું તમારો દીક

॥૧૫॥ પ્રમેલા કહે સાંભળ નૃપ તું, ઘોડો લેવો અમ હાથ; માટે અમારૂં કહ્યું કરીને પરણો અમારો સાથ. ॥૧૬॥ અરજુન કહે જારે કુજાતી, વીપીત કયાં કરે બુધ; પરણીને અશ્વ નથી લેવો, આવો કરીયે યુદ્ધ. ॥૧૭॥ એમ કહીને અરજુનજીએ, હાથ લીધાં હથીઆર; સકળ શેન્યા ઉપડી સાથે, દેવા માંડયો માર. ॥૧૮॥ એટલે સઘળી અબળા કોપી, પાડવાને ભગરાણ; સર્વ પુરૂશનાં સાંમુ જોઇને, મારે છે નેનબાણ. ॥૧૯॥ નેનબાણ વાગે ને મોહ લાગે, વાગે નેન કટારિ; ગબડીને મુરછામાં પડતાં, જુલમ કરે છે નારી. ॥૨૦॥ જે જન પડીયો તે રડવડીયો ન રહી શુધ કે શાન; એ રીતે સરવે યોધ પડીયા, નથી કોઇને ભાન. ॥૨૧॥ એકલો અરજુન આખો નર છે, તેને મોહ નવ લાગે, બાણ વડે બાઝયો છે બળમાં, મન પાછું નવ ભાગે. ॥ ૨૨ ॥ તવ સહુ તારૂણીએ એમ જાણ્યું, આ નીરમોહી નકારો; સર્વ ક્રીયા મુકીને એને, આયુધ લઇને મારો. ॥૨૩॥ એવું સમજી સુંદરી સરવે, હાથ ગ્રહ્યાં હથીઆર; ગુપતી ગેડી ગદાયો લેઇ, દેવા માંડયો માર. ॥૨૪॥ અરજુનજીને પાછો હઠાવ્યો, જીતિ પ્રમેલા રાણી; ઇંદ્ર તણો સુત કાયર થયો, તવ થઇ આકાશ વાણી. ॥ ૨૫॥ એ અબળા નહી જીતાય કોથી, ઓરે કુન્તી તન; સુમત તારો મુકી દેઇને, મનાવ્ય સર્વનું મન. ॥ ૨૬ ॥ અસુરોને હણવા જોગણીયે, જુલમ કરેલો જેવો; અરજુન ઉપર કામનીઓએ, કેર કર્યો છે તેવો. ॥ ૨૭ ॥ તેથી નર હિમ્મત હારેલો, વળી સાંભળી વાણી; તેથી અરજુન પુછવા લાગ્યો, કહો શું કોહો છો રાણી. ॥ ૨૮ ॥ નારીયો કહે એક વાર કહ્યું, વીશેશ શું કહેવરાવો; અરજુન કહે કબુલ માહારે, હસ્તીનાપુર જાઓ. ॥ ૨૯ ॥ અશ્વને ફેરવી આવું ત્યારે, પરણું તમારી સાથ; તવ અબળાએ સાચું માન્યું, વચન લીધું હાથ. ॥ ૩૦ ॥ પછી પ્રેમદા સર્વને રીઝી, શેન્ય નાંખ્યું તું ઢાળી; જાદુવીદ્યાથી સરવેનિ, મુરછા નાંખી વાળી. ॥૩૧॥ એટલે સકળ સેન્ય ઉઠયું, સાજું તાજું રૂડી પેર, પ્રમેલા પરોણાગત કરવા લે ગઈ પોતાને ઘેર. ॥ ૩૨॥ બે દીન રાખી ભોજન કીધાં, પછી કર્યા વિદાય, ઘોડો દીધો છુટો કીધો, તેતો આગળ થાય. ॥ ૩૩ ॥ પુંઢળ નરનું શેન્ય ચાલ્યું, આનંદ ઉપજે ઉર, સ્ત્રીયા દેશની સ્ત્રીયો સરવે, ગઇ હસ્તીનાપુર. ॥ ૩૪ ॥ પંચકલ્યાણી પંથે પળે છે, પુંઢળ નરનરેશ, એવે આગળ જાતાં જાતાં, આવ્યો ભીશણ દેશ, ॥ ૩૫ ॥ તે દેશનો છે ભીશણ રાજા, અસુર જાતિ જન; ભીમે બકરાક્ષશ માર્યો તો, તે રાક્ષશનો તન. ॥ ૩૬ ॥ તેને જઈ નારદે ચઢાવ્યો, લગારના

ને સારૂ; તારા બાપનું વેર લે તું, ઊઠ કહ્યું કર મારૂં. ॥૩૭॥ એટલે ભીશણ યુધે ચડીયો, રાક્ષશ રાક્ષશીજોડે;મેદાનમાં આવી અશ્વબાંધ્યો, ઊભો હડની હોડે. ॥૩૮॥ અરજુન સામું યુદ્ધ આરંભ્યું, હાથ ગ્રહી હથીઆર; ઈંદ્રનો નંદન અગણિતા મંત્ર, બાણનો મારે માર.॥૩૯॥ હંસધ્વજને નીલધ્વજ કરતા ઝાઝું જોર; ભીશણના રાક્ષશ રાક્ષણિયો,કરતી શોર બકોર. ॥૪૦॥ ચાર ચાર ગાઉના શરીર લાંબા, વીકટ વઢવું ધારે, એવા અસુરો તાડ પાહાડ લાવી, પાન્ડવ દળને મારે. ॥૪૧॥ રાક્ષણીઓએ રોળ વાળ્યો, આડીને અવળી ઉડે; ગાઉ ગાઉ લાંબા થાન પોતાના. તેણે વતી બહુ ઝુડે. ॥૪૨॥ કેંકને ઝાલી કાનમાં ઘાલે, કેં જનને ગળી જાય; કેંને ઘાલે નાસકોરામાં, ઘણા જીવ અટવાય. ॥૪૩॥ કેંને કેશમાં કેંને બગલમાં, કરતી શોર બકોર; ખોબે ખોબે રેણુ ઉછાળી, કરે અંધારૂં ઘોર.॥૪૪॥ પાંડવનું દળ ત્રાસ પામ્યું, સર્વનું થાશે મરણ; અરજુન અતિશે ગભરાયો, ધ્રુજવા લાગ્યા ચરણ. ॥૪૫॥ વળણ.॥ ચરણ લાગ્યા ધ્રુજવા, અરજુનના જે વાર; વદે વલ્લભ શું નીપન્યું, શુણજો શ્રોતા સાર.

## कडवुं १५ मुं राग चोपाइ.

બોલ્યા જયમુની મુખ વાણિ, રાજા સાંભળ ઉલટ આણી; ધ્રુજ્યા અરજુનજીના પાય; હવે યુદ્ધમાં શી ગત થાય.॥ ૧ ॥ જોયું હનુમાનજીના સામું; જુઓ કપીવર દુઃખ પામું; માટે કરો અમોને સાહાય;કેમ બેશી રહ્યા છો ધજાય. ॥ ૨ ॥ તવ અંજની કેરા સુત, એ તો થયા આકળા ભુત, જોયું અસુરો સામું જ્યારે, કરી રાક્ષણીયો સહુ ત્યારે. ॥ ૩ ॥ આ તો લંકા તણો બાળનારો, રાજા રાવણને મારનારો; એની આંખો થઇ મહા માઠી, ભય પામી સૈ રાક્ષસી નાઠી ॥૪॥ તેવા હનુમંત કોપે ચડીયા, હુક કરી અસુરમાં પડીયા; લેવા માંડ્યા રાક્ષસના પ્રાણ, પુંછ પછાડી વાળે ઘાંણ ॥ ૫ ॥ એવે અરજુનને ચઢી રીશ, છેધું ભીશણ કેરૂં શીશ; હનુમાને વાળી નાંખ્યો છેક, જીવનો નવ મુક્યો એક ॥ ૬ ॥ પછી પરવત મોટો લીધો, દુષ્ટના ગામપર મુકી દીધો; તેથી કચરાયા સહુ પાપી, પછી પરવત નાંખ્યો ઉથાપી. ॥ ૭ ॥ બધું ભીશણનું ધન લીધું, હસ્તીનાપુર પોહોચાડી દીધું.ત્યાંથી પાંડવ યોધ પરવાર્યા, વાજી લેઇને સૈ સીધાર્યા. ॥ ૮ ॥ ઘોડો જેમ ફાવે તેમ જાય, એને ફાવે ત્યાં વિશ્રામ ખાય; જ્યાં વિસામો કરે તોખાર; ત્યાં વિસામો બંધાવે સાર ॥ ૯ ॥ જ્યાં પેશાબ અશ્વનો હુઓ,

શે ને, સતિ જનેતા મારી. ॥ ૧૧ ॥ એટલે અરજુન એમ બોલ્યો, શું મુજને સમજાવે; મારો દીકરો હોય તો ઘોડો, લેઇને આપવા નાવે. ॥૧૨॥ જા જારે નંદન વેશ્યાના, હું નહી તારો તાત; એમ કહી બભ્રુવાહનની, છાતીમાં મારી લાત ॥ ૧૩ ॥ એટલે બભ્રુવાહન કોપ્યો, બોલ્યો મુખ વચન; હવે ઘોડો લેઇને જાજે, ઓ કુન્તીના તન. ॥ ૧૪॥ જો હોઇશ સતીનો દીકરો ને, હોઇશ તમારો બાળ; તો તો પાછી પાની ન કાઢું, આણું તમારો કાળ. ॥ ૧૫ ॥ એવું કહીને ઘોડો લેઇને, પાછો વળ્યો મહા બળીયો; રાતો તાતો થઇ ગયેલો, અરજુનપર કળકળીયો. ॥ ૧૬ ॥ ગામમાં જઇને અશ્વ બાંધ્યો, પોતે થયો તૈયાર; વસ્ત્ર આભુશણ ધારણ કીધાં, હાથ લીધાં હથીઆર. ॥ ૧૭ ॥ સત્તર ક્ષોહણી શેન્ય પોતાનું, લીધું લડવા સંગ; પ્રધાન સહીત સરવે ચાલ્યા, યુદ્ધ તણો ઉમંગ. ॥૧૮॥ વાજતે ગાજતે આવ્યો ભાગોળે, પુરણ કીધી ચડાઇ; અરજુનજી પણ તતપર થયો, આદરી મોટી લડાઇ. ॥ ૧૯ ॥ ઉંચો કર કર્યો કીરીટધરે, મરવું તો એકવાર; પાછી પાની કોઇ ના ભરશો, વરતાવો હાહાકાર. ॥ ૨૦ ॥ એમ કહી ગાંગેવનામા, ધનુશ લીધું હાથ; ટંકાર કીધો કીરીટધરે, હામ ધરી મન સાથ ॥૨૧॥ તે શબ્દ ત્રીલોકમાં પોહોચ્યો, ડોલ્યા દસે દીગપાળ;ધરણી લાગી ધ્રુજવાને,ખળભળ્યું પાતાળ. ॥ ૨૨ ॥ વૃશકેતુ ને મેઘવરણ, અનુસાલ્વ જેહ; પ્રદ્યુમન અનીરૂધ બળીયો, યુમનાશ્વ બળ દેહ. ॥ ૨૩ ॥ સુવેધ ને નીલધ્વજ રાજા, વળી હંસધ્વજરાય; એવા એવા અતીરથી છે, મારથી બહુ કેહેવાય. ॥૨૪॥ તેમણે સરવે બાણ ચઢાવ્યાં, દેવા માંડયો માર; રોશમાં રૂડે બાણ છુટે, જેમ વરશે મેઘ ધાર. ॥૨૫॥ અરજુનજી એક બાણ ફેંકે, સુંસવાટા કરતું જાય; એક બાણ એનું જતાં જતાંમાં, એંશી સહસ્ત્ર થાય. ॥૨૬॥ યુમનાશ્વના સાઠ સહસ્ત્ર, સુવેધનાં સવાયાં, નેવું સહસ્ત્ર નીલધ્વજનાં, જાણે બાણ વીહાયાં. ॥૨૭॥ હંસધ્વજનાં બે લક્ષ છુટે, વરતે હાહાકાર; વૃશકેતુનાં એક શરથી, છુટે ચાળીસ હજાર. ॥ ૨૮ ॥ પ્રદ્યુમનનાં પચીસ સહસ્ત્ર, અનીરૂધનાં અઠાવી; બીજા જોધાનાં બહુ બહુ છુટે, કોણ શકે ગણાવી. ॥ ૨૯ ॥ અરજુન તરફથી એવાં છુટે, જોઇ ન શકાય ચક્ષ; બભ્રુવાહનનું એક છુટે, તેના થાયે દસ લક્ષ. ॥૩૦॥ હંસધ્વજ નીલધ્વજ અરજુન, બાણ મારે એકવાર; એટલામાં બભ્રુવાહન તે મારી વળે બેવાર. ॥૩૧ ॥ જુલમ કરતો જરા ન ડરતો, ભરતો નહી પગ પાછો; અરજુન મનનાં જાણિ ગયો, નથી છોકરો કાચો. ॥ ૩૨ ॥ એવામાં અરજુનજીએ, પુરણ જાણવી રીસ; બભ્રુવાહનના સારથીનું, છે-

દી નાંખ્યું શીશ. ॥ ૩૩ ॥ એટલે બભ્રુવાહન કોપ્યો, લીધું કાળજ્વર બાણ; અરજુનજીની ત્રણ ક્ષોણીનો, વાળી નાંખ્યો ઘાણ ॥૩૪॥ એટલે વૃશકેતુ કકળ્યો, દીધું દૈવત દાખી; હંસધ્વાનના રથની ધજા, તરત છેદી નાંખી. ॥૩૪॥ તવ હંસધ્વાને બાણ માર્યું, જ્યાંહે અંજની તન; વજ્રદેહી હનુમંત છે પણ, ઉછાળ્યા ગગન. ॥૩૬॥ તે જઈને ધરણી કાંપડ્યા, અરજુન પામ્યો ત્રાસ; અરેરે આ બળીયા સાથે, મેં ક્યાં કર્યો વીનાશ. ॥૩૭॥ એવે બભ્રુવાહને બીજું, બાણ માર્યું કરી રોસ; કરણ કુંવર વૃશકેતુનું, છેદી નાંખ્યું શીશ, ॥ ૩૮ ॥ ત્રીજે બાણે પ્રદ્યુમનને, મારી નાંખ્યો ફેર; પારથ થરથર ધ્રુજવા લાગ્યો, થઈ ગયો કાળો કેર. ॥૩૯॥ આંખોમાંથી આંસુ છુટયાં, ભાગી ગયું ઘરસુત્ર; અભિમન્યુને વીસાર્યો તો, દેખીને આ પુત્ર. ॥૪૦ ॥ અરેરે આટલા દીકરાથી, હતું કરણનું નામ; મહારી ભૂલે આ ભાગીયો ગયો, કથલ્યું સઘળું કામ. ॥ ૪૧ ॥ એની જનેતાને જઈને, કેહાશે જવાબ; અરેરે કરમ થયું કઠોરૂં, ફુટી પડીયા આબ. ॥૪૨॥ એવી રીતે રડવા લાગ્યો, કુન્તા સતીનો તન; તે જોઈને બભ્રુવાહન, બોલ્યો મુખ વચન ॥૪૩॥ ઓરે નંદન કુન્તાજીના, હવે શું રડવા બેઠો; પહેલું કહ્યું ત્યારે નવ માન્યું, ગર્વે ત્રાંગેરો પેઠો. ॥૪૪॥ ખરે પુરૂશ નથી તું તો, કાળજડાનો કાચો; બ્યંઢળના વેશ ધર્યા હતા તે, બ્યંઢળ સાચેસાચો ॥૪૫॥ જનુનિનું પેટ લજાવ્યું, બોળ્યું બાપનું નામ; કાળજડું કાચું હતું તો, શીદ માંડ્યો સંગ્રામ. ॥૪૬॥ એવાં કડુ વચન સુણી, કોપ્યો ઈંદ્ર કુમાર; બભ્રુવાહનના સામો બાઝ્યો, દેવા માંડ્યો માર ॥૪૭॥ તે મારને કુંવર નથી ગણતો, વછોડે બાણ જળધારા; ભાલોડાં ચળકે જાણે ગગનથી, ખર ખરખરે તારા. ॥૪૮॥ દીનમણિ જાણે દબાઈ ગયો, બંધ પડ્યો પ્રકાશ; જેવો જુલમ રામે કીધો, તેવો પાડ્યો ત્રાસ. ॥૪૯॥ એવામાં બભ્રુવાહને, કામજ કેવું કીધું; મોહાસ્ત્રનો મંત્ર ભણિને, બાણ અગણીતું લીધું. ॥૫૦॥ તે ફેંક્યું ફેરફુંદડી ફરીને, બહુ બળમાં બાણ એક; અગણીતા મંત્રે કરીને, બાણ થયાં અનેક. ॥ ૫૧ ॥ તેણે સૌની રૂદીયા ભેદિ પ્રાણજ ઉંચા ચડીયા; હાથી ઘોડા ઉંટ સુદ્ધાં, ઢળી ઢળીને પડિયા. ॥૫૨॥ પછી એકલો અરજુન રહ્યો; તેને માર્યો બહુ માર; રૂંએ રૂંએ છીદ્ર પાડ્યાં, તોડ્યાં વસ્ત્ર શણગાર ॥૫૩॥ એવે ફરશી રામજીના, બાણનું ભાલોડું જેહ; પારવીની પાશેથી આવેલું, બાણજ કાઢ્યું તેહ. ॥૫૪॥ તે બાણે અરજુનના મૃત્યુનું, બભ્રુએ લીધું આપ; તે વેળા કુન્તીનંદનને, આવ્યો દ્રોણનો શ્રાપ. ॥૫૫॥ એવો જોગે જોગ મળીયા, બાણ ફેંક્યું તે દીશ; ઈંદ્રનો નંદન અરજુનજીનું, છેદી નાંખ્યું

શીશ. ॥૫૬॥ સરવેને પ્રથવિ પોરાઢયા, શેવકને કહ્યું છુટો; સરવેને મારી આજ્ઞા છે, પાન્ડવદળને લુટો. ॥૫૭॥ એવી આપી આજ્ઞા કે, શેવક છુટયા સાર; પાન્ડવનિ સરવે શેન્યાના લુટી લીધા શણુગાર. ॥૫૮॥ પછી પાન્ડવનો અશ્વ લેઇને, સોસંગ ગામમાં જાય; ઉલ્પી ચીત્રકળા બે માતા, તેને જઇ પડયો પાય. ॥ ૫૯ ॥ ઓ માતા પાન્ડવદળ માર્યું, માર્યો અરજુનતાત; વેશ્યાનો સુત કહ્યો માટે, શીશ છેદ્યું મુજ માત. ॥ ૬૦ ॥ વળણુ. ॥ તાતનું મુસ્તક છેદીયું, ઓરે મારી માત; વલ્લભ વદે તવ બેઉ જણી, કરતી આંસુપાત. ॥

## कडवुं १७ मुं राग सींधु.

લાડકડા દીકરા, માતાને દીધો રંડાપો; સગપણ જાણ્યાં છતાં માર્યો શું, આવ્યો તો સ્પંધાપોરે. લાડકડા. ॥ટેક ॥ તાતને તેડવા મોકલ્યો તેમાં, તેનો રણુયુધ વાર્યું; કયાંથી આનંદતો ઉપજાવે, હેવાતણ ઉતાર્યુંરે. લાડકડા. ॥૨॥ દીકરા થાજે સોસો વરસના, મરજે વીધવા માડી; માંથે કંથ હોયે ત્યાં સુધી, હાથીની અંબાડીરે. લાડકડા. ॥૨॥ જોર જવાનીનું જણુવ્યું ઘરમાં, જનમ અમારો બાળ્યો; પેટ કોહ્યું પાટો કયાં કરીયે, દાવ દુશમનનો વાળ્યોરે. ॥લાડકડા, ॥૩॥ ઢીંકે ઢીંચણમાંથી ઢાળી, એથી સુત શું ભુંડો; ખાંખત કરી ખોવરાવિ નાંખ્યો, ચોટલો ચાંલ્લો ચુડોરે. લાડકડા. ॥૪॥ તાતને કેહેવે તમો ગુણુ વ્યાપ્યો, તરછટ ઉતર્યો આડો; ફરતાં ફરતાં બંધ કરી આણ્યો, ખુણા ખોળવા દાહાડોરે. લાડકડા. ॥૫॥ શરીરની સંસાર સોભા ટાળી, ગોરણી ગણાતી કાહાડી; ચીર ઉતરાવીને પેહેરાવિ, સ્વેત સીંધુરી સાડીરે. લાડકડા. ॥૬॥ કાળા ટીલી કપોળ ચોટી, કંથ મરાવ્યો નારી; તે જીવવું ધિકકાર અમારૂં, ઘાલું પેટ કટારીરે. લાડકડા. ॥ ૭ ॥ ભોગવે છે પોતાનિ પુંજી, તે કાંઇ મનમાં નાવ્યું; છોકરવાદિ છેકજ કીધિ, ફાટયો ફેર્યો જેમ ફાવ્યુંરે. લાડકડા. ॥ ૮ ॥ વળણુ. ॥ માનાં મેહેણાં સાંભળી, અતી થયો ઉચ્ચાટ; કહે વલ્લભ રડવા મચ્યો, કુંવર હૈયા ફાટ.

## कडवुं १८ मुं राग काफी.

હાંરે બોલ્યા જયમુની મુખ વાણી, સૌનાં નેત્રે ભરાયું પાણી; હાંરે બેઉ અબળાઓ નીકળી રડતી, કેશ કાહાડીને પ્રથવિ પડતી. ॥ ૧ ॥ હાંરે ત્રાહ ત્રાહ કરતી બાહાર આવી, લીધું કંથનું શીશ સોધાવી; હાંરે ઉલપી ઉછંગમાં લઇ રોતી, નાહાની ચીત્રકળા ધડ જોતી. ॥ ૨ ॥ હાંરે

ખોળીને ખોળામાં ધડ લીધું, પછી કલ્પાન્ત કારમું કીધું; હાંરે ત્યાંતો બભ્રુવાહન આવ્યો રડતો, બેઉ માતાને પાવલે પડતો. ॥ ૩ ॥ હાંરે મારી જનુની કહો તે કરૂં; કોહો તો આપઘાત કરિને મરૂં; હાંરે મેં તો છોકરવાદી છર થાયો, ભુલ્યો ચુકયો પીતાજીને માર્યો ॥ ૪ ॥ હાંરે મને કહ્યો ક્ષૌરીનો સુત, તેથી થઇ ગયો આકળો ભુત; હાંરે મારી થઈ ગઇ વાંકી કરણિ, કહી કટાર લે હણ્યો ધરણી. ॥ ૫ ॥ હાંરે તવ ઉલ્પી બોલી મુખ એમ; બેટા મરણ કરે તું કેમ;હાંરે તુને બતાવું એક ઉપાય, તેવું કરે તો સજીવન થાય. ॥ ૬ ॥ હાંરે તેથી કાળાટીલી બધી જાશે, પુન્ય હશે તો સજીવન થાશે; હાંરે તેથી લાજ જગતમાં રેહેશે, આખું વિશ્વ સાબાશી દેશે ॥ ૭ ॥ રાગ સાખી.॥ એટલે બભ્રુવાહન બોલ્યો, માતાજી લાગું પાય; ઝટપટ મુને ઇલાજ બતાવો, એરે મારી માય. ॥ ૮ ॥ તવ બેઉ માતાએ ઉતારી આપ્યા, પોતાના શણગાર, લે આ લેઇને જા પાતાળે, ઓ મારા કુંમાર. ॥ ૯ ॥ શેશનાગ છે તાત હમારો, ત્યાં જઇને એમ કેહજે, થઇ પુત્રીયો વીધવા તમારી, એમ કહી શણગાર દેજે. ॥૧૦॥ જમાત્ર તમારો મરણ પામ્યો, પણ ધડ શીશ છેં પાસ; બેઉ બેહેનો બહુ રડે છે, પડી રહયો છે ત્રાસ. જામાત્ર તમારા જીવતા થાયે, એવો આપો ઉપાય;નહીંતો તમારી પુત્રીયો મરશે, થાય બેઉ મુજ માય. ॥૧૨॥ એટલે જીવાડવાની બુદ્ધી, આપશે બેટા તુને; તેથી સહુ જીવતા થાશે, આનંદ ઉપજે મુને. ॥ ૧૩ ॥ એવાં વચન માતાનાં સુણી, તરત થયો તૈયાર; પાતાળ જાવા જનુનીના, લીધાં થોડા શણગાર ॥ ૧૪ ॥ પ્રથવી પ્રાર્થનાથી પાતાળ ગયો, જ્યાં આગળ શેશ નાગ; પાસે જઇને શણગાર મુકયા, દરશાવ્યો વૈરાગ.॥૧૫॥ જુઓ તમારી પુત્રીયોના, શણગાર સૌ ઉતરીયા, વીધવાપણું એમને આવ્યું, સુખના દીવશ ફરીયા, ॥૧૬॥ તમારી પુત્રીનો પુત્ર હું થાઉં, મેં વીપરીત કરી વાત; સેંજ સ્વભાવે યુદ્ધ થવાથી,મેં માર્યો મુજ તાત. ॥૧૭॥ ધડ મુસ્તક મેં જુદાં કીધાં, કળકળી મુજ માય; માટે અર્જુન જીવે તેવો, આપો કાંઇ ઉપાય. ॥૧૮॥ તવ શેશનાગે પાતાળ કેરા, તેડાવ્યા સહુ નાગ; બેસાડીને પુછે પોતે, દેખાડે વૈરાગ. ॥ ૧૯ ॥ મુજ પુત્રી વીધવા થઈ છે, આવી ગયો સુખ અંત; સજીવન કરવા આપું મણીતો, જીવે એનો કંથ. ॥૨૦ ॥ એટલે સરવે નાગ બોલ્યા, પુત્રીનું કષ્ટ કાપો; ઝટપટ આપી જાય પાછો તો, સુખ રૂપે મણી આપો. ॥૨૧॥ એ મણી આપણો પ્રાણજીવન છે, નાગોને ગરૂડનો ભય; હીંડતાં ચાલતાં આપણા વંશનો, કરી જાય છે ક્ષય. ॥૨૨॥ માટે મણી આપણે રાખ્યો

છે, તે જાણોછો વાત; આપણું જીવત બગડે નહી, એમ કરજો જાતો જાત ॥ ૨૩ ॥ એટલામાં ધૃતરાષ્ટ્ર નાગ, દુર્યોધનનો સ્નેહી; તેણે કહ્યું કે આપવો નથી, પાછો ન પોહોચાડે લેઇ. ॥૨૪॥ તે એકલાનું કહ્યું ન માન્યું, બભ્રુને મણી આપ્યો; તેથી ધૃતરાષ્ટ્ર નાગ બહાજ્યો, બભ્રુને ક્રોધ વ્યાપ્યો; ॥૨૫॥ સામા સામી બેઉ જણ થયા, વિપ્રીત થઇ છે બુધ; મન મુકીને પાતાળ વીશે, આરંભ કીધું યુધ. ॥૨૬॥ ધૃતરાષ્ટ્રનાં સામો થયો, બભ્રુવાહન લેઈ બાણ; કીટીયાસ્તરથી કીટાયો કેરૂં, વાજ્યું બહુ હથરાણ. ॥ ૨૭ ॥ તે કીટીયો નાગને પડી બાઝી, નાગને કાયર કીધો; તેથી ધૃતરાષ્ટ્ર ગયો નાશી, બભ્રુએ જાવા દીધો. ॥૨૮॥ પણ ધૃતરાષ્ટ્રના બે પુત્રો, હુંપદ ને હુંકાર; રાસ ભરેલા ભૂમીમાં ગયા, વૈર લેવા ત વાર. ॥ ૨૯ ॥ બેઉ અપછરાના ખોળામાં, ધડ ને મુસ્તક જેહ; અચાનક લેઇ નાશી ગયા, રમણ દીપમાં તેહ. ॥ ૩૦ ॥ તે સમે કુન્તાને એમ ભાસ્યું, અરજુન પામ્યો મરણ; વૃશકેતુ પણ મરણ પામ્યો, જેનો પીતા કરણ. ॥૩૨॥ એવા એવા બહુ જન મુઆ, એવું ભાસ્યું જ્યારે; કુન્તાજીએ જાગ્રત થઇને, પુછયું પ્રભુને ત્યારે ॥ ૩૩ ॥ ઓ પ્રભુ મને એમ ભાસ્યું. તેમાં કરવું કેમ; સતીનું એવું વચન સુણી, પડયો પ્રભુને વેમ. ॥૩૪ ॥ ખપર જોગણી દ્રુપતિને, જઇને પુછી વાત; ઓરે ભગની સાચું કહેજે, જાણી મન તુજ ભ્રાત. ॥ ૩૫॥ અશ્વ લેઇને જે જે ગયા છે, તેઓની શી છે ગતિ; તવ પ્રભુ આગળ ધરી હથેળી, પોતે દ્રુપતી સતી. ॥૩૬॥ તે હથેળીમાં જુગદીશે જોયું, દાઝયું અંતસકરણ; પારથ વૃશકેતુ પ્રદ્યુમન, સરવ પામેલા મરણ. ॥ ૩૭ ॥ સરવ શૈન્ય પડેલું દીઠું, પોતે જુગદાધાર; ઉદાશ પામી ઉભા થયા, વળી બોલ્યા મોરાર. ॥૩૮॥ ઓ ભગની તેં ખપર ભરીયું, ઉતર્યા તુજ શણગાર; પણ હાલમાં મુકી દે સરવને, જીવવા દે લગાર. ॥૩૯॥ એટલે ખપર જોગણી બોલી, આ જુગ થાય છે પુરો; થોડે દીવસે કળીયુગ બેસે, મુજ ભક્ષ રહે અધુરો. ॥ ૪૦ ॥ કળીયુગના જીવોનું ભક્ષણ, મારે કરવું નથી; તે માટે મેં ભક્ષ લીધું, તવ બોલ્યા જદુપતી. ॥ ૪૧ ॥ હમણાં તું મુકી દે સરવને, વેણ વદેલું થાપું; છપનકોટી યાદવ મારા, થોડે દીવસે આપું. ॥ ૪૨ ॥ એટલે દ્રુપદી સતી બોલી, વચન પાળી લેજો; જાઓ સરવને મુકી દીધા, જાદવ મુજને દેજો. ॥૪૩ ॥ એમ કહ્યું તવ ઇશ્વર ચાલ્યા, બહુ ચીંતામાં પેઠા; ભીમ કુન્તાને સાથે લેઇને, ગોવીંદ ગરૂડે બેઠા. ॥૪૪॥ આકાશ મારગે ઉડી ચાલ્યો, ગરૂડ તેણીવાર; મણીપુરમાં એમે પધાર્યા પોતે દેવ મોરાર. ॥ ૪૫ ॥ ગરૂડ ઉપરથી ઉતરી, પ્રભુ

કુન્તા ભીમ બાળીયા; તે સમે મણી લૈને આવ્યો, તે બભ્રુવાહન મળીયો. ॥૪૬॥ તેને પ્રભુએ ઠબકો દીધો, તુજને આવું ન ઘટે, બભ્રુ કહે મેં યુદ્ધ કર્યું છે, તાત સામું રાજવટે. ॥૪૭॥ મુને વેશ્યાનો નંદન કહયો, માટે ચઢી બહુ રીસ; યુદ્ધ કરીને તાત તણું મેં, છેદી નાંખ્યું શીશ. ॥ ૪૮ ॥ પાછળથી પસ્તાયો ઘણો, મુજ માનો ઠબકો આવ્યો; માટે સર્વને જીવાડવાને, પાતાળથી મણી લાવ્યો. ॥૪૯॥ એમ કહીને હળીમળીને, શૈન્ય પડ્યું ત્યાં જાય, બભ્રુએ માતાને પુછયું, ધડ મુસ્તક છે કયાંય. ॥૫૦॥ તવ અપછરા બેઉ બોલી, એક થયું વીવન; કોઈક નાગના પાતાળમાંથી, આવ્યાના બે તન. ॥ ૫૧ ॥ તે ધડ મુસ્તક લેઇને નાઠા, અારે મારા બાળ એટલે ભીમસેન ગાજીને બોલ્યો સાંભળો શ્રી ગોપાળ. ॥ ૫૨ ॥ કેવા કનીષ્ટ માણુસ તમે, પગલાં તમારાં થયાં; એટલે ધડ ને મુસ્તક બેઉ, મુજ બંધુનાં ગયાં ॥ ૫૩ ॥ એવું સાંભળી કૃષ્ણ પ્રભુને, પુરણ પ્રગટી રીસ; પોતાનાં સુદરશનચક્રને, આજ્ઞા કરી જુગદીસ. ॥ ૫૪ ॥ જા જઇ ધડ મુસ્તક લાવી દે, કહી મુકયું મોરાર; રમણદીપમાં સમુદ્ર વિશે, પોહોંચ્યું તેણીવાર. ॥૫૫॥ અહંકાર હુંપદ બે ભાઈનાં, મુસ્તક નાંખ્યાં કાપી; અરજુનનું ધડ મુસ્તક લાવે, હિર્યાં પ્રભુને આપી. ॥૫૬॥ તે ધડ મુસ્તક ભેગાં કીધાં, પછી મણી ચળકાવ્યો; એટલે અરજુનના વપુમાં, એક પલકે પ્રાણ આવ્યો. ॥૫૭॥ મારમાર કરતો ઉભો થયો, ખડગ લીધું હાથ; તવ ભીમસેને બળ કરીને, ભીડવી દીધી બાથ. ॥૫૮॥ એ ભાઇ મારવા જાઓછો કોને, મીથ્યા કરો શું સોર; કેવારના કેમ મરી પડયાતા, કયારે ગયું તું જોર. ॥ ૫૯॥ સુમત મુકો બહુના બોલો, વીચારિ વદિયે વચન; બભ્રુવાહન સુત તમારો, શુભ સતીના તન ॥૬૦॥ અરજુન કહે સત્યછે વિરા, જનેતા એની સતી; તવ બભ્રુ પિતાને નમિયો, નીર્મળ થઇ ગઇ મતી. ॥ ૬૧ ॥ પછી શૈન્યમાં મણિ ચળકાવ્યો, સર્વ થયા સજીવન; કૃષ્ણ કુન્તાજીને ભિમની પ્રત્યે, બોલ્યા એમ વચન. ॥ ૬૨ ॥ હસ્તીનાપુર તમે પધારો, હું રહિશ અરજુન સાથે; આગળ વીકટ દેશ આવેછે, બહુ બહુ વિઘન માંથે. ॥૬૩॥ એમ કહિને વિદાય કીધાં, રહ્યા શ્રીરણછોડ; ગામને વીશે લૈ ગયો સૌને, બભ્રુવરી મન કોડ. ॥૬૪॥ પાંચ દાહાડા પરોણાગત કિધ; પ્રેમ ઘણેરો વાધ્યો; પંચકલ્યાણી વાજી પિતાનો, પ્રેમ કરીને આપ્યો. ॥૬૫॥ પોતેપોતાનું સૈન્ય લેઇને, તાતની જોડે જાય; અશ્વની ચોકી કરતા ચાલ્યા, આનંદ ઉર ન માય. ॥ ૬ ॥ વળણ ॥ આનંદ ઉર માતો નથી, આગળ ચાલ્યા છેક; વલ્લભ વદે અળગાં જતાં,

આવિ નગરી એક. ॥

## કડવું ૧૯ મું રાગ સામેરીનો દોહરો.

જયમુની રૂશી એગ્નીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વીસ્તારિ તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥૧॥ આગળ જાતાં નગરી આવી, ત્રંબાવતી છે નામ; તેનો રાજા મોરધ્વજ છે, પુન્ય તણો વીશરામ. ॥૨॥ તામ્રધ્વજ છે દીકરો તેનો, સદા રહેછે મગન; પાન્ડવ જેવો મોરધ્વજને, ઘેર થાયેછે યજ્ઞ. ॥૩॥ મોરધ્વજે પણ ઘોડો છોડયો છે, તેને કાઢાડયો ફરવા; તેનો પુત્ર તામ્રધ્વજ ને, નિકળ્યો રક્ષા કરવા. ॥૪॥ ભાગોળે એ અશ્વ આવ્યો, પુઠે આવ્યા બળીયા, એવામાં બે સામાસામી યજ્ઞના ઘોડા મળિયા ॥૫॥ તે એક એકનું મોઢું સુંગી, બાઝયા અપરમપાર; બચકે લોને લડવા લાગ્યા, મસ્તાન બે તોખાર. ॥ ૬ ॥ તામ્રધ્વજે પાન્ડવના વાજીનું, પત્ર વાંચી જોયું સાર; જાણ્યું કે લાવ્ય ઘોડો બાંધું, હું છું ક્ષત્રી કુમાર. ॥૭॥ એવું સમજી ઘોડો બાંધ્યો, કબજે કીધો પોતે; પોતાનો પણ કબજે કીધો, ઘોડો છોડયો હતો તે. ॥૮॥ એવે દળ પાંડવનું આવ્યું, તેણે માગ્યો તોખાર; તામ્રધ્વજ કહે હું નહિ આપું, વઢવા છું તૈયાર. ॥૯॥ એમ અન્યો અન્ય કહી સાંભળીને, ઘણાજ કોપે ચડિયા; આયુધ લીધાં હાથમાંને, વઢવા તુટી પડીયા. ॥૧૦॥ તામ્રધ્વજ છે જબરો ઝાઝો, એને ન જીતે કોય; બાણ તણો બહુ માર માર્યો, પાંન્ડવ કાયર હોય. ॥૧૧॥ એવામાં એક બાણ લીધું, મોહાસ્તરનું સાર; અગણીતો મંત્ર ભણિને, ફેંકયું તેણીવાર. ॥ ૧૨ ॥ તેથી સહુનિ રૂદિયા ભેદી, પ્રાણેજ ઉંચા ચડીયા; હાથી ઘોડા ઉંટ સુદ્ધાં, મુરછામાં સૌ પડીયા. ॥૧૩॥ પછી બેઉ અશ્વ લૈને, ગામમાં ગયો આપ; યજ્ઞ કરે ત્યાં ચાલિ આવ્યો; જ્યાં પોતાનો બાપ. ॥૧૪॥ તેને આવી અશ્વ આપ્યો, પિતાજી જીતિને આવ્યો; અરજુન કૃષ્ણને હરાવીને, એમનો ઘોડો લાવ્યો. ॥૧૫॥ એટલે મોરધ્વજ એમ બોલ્યો, એ શું કર્યું મુજ બાળ; યજ્ઞ માંડયો પ્રભુ પ્રાપ્ત થાવા, શીદ ચીઢવ્યા ગોપાળ. ॥૧૬॥ એમ અતિ સોચના કરે છે, એવામાં શું થાય, પાંડવ ચોપની મુરછા વળિ, ઉઠયા જાદવરાય. ॥ ૧૭ ॥ એટલે પારથ પુછવા લાગ્યો, કેમ કરવું મહારાજ; પ્રભુ કહે લડવાથી તમારિ, નથિ રહેવાની લાજ, ॥ ૧૮ ॥ માટે મુમત મુકિ દેઇને, બીજી કરીએ પેર; તમે મારી સાથે આલો, જઇએ એને ઘેર. ॥ ૧૯ ॥ એમ કહિ બભ્રુવાહનને, સોંપી સૌ સૈન્યાય; અરજુનને શ્રીકૃષ્ણ પ્રભુ, ત્રંબાવતી ભણિ જાય. ॥૨૦॥ મો-

તે મધ વિપ્રરૂપ બનિયા; જુકતીવંત જુગદીશ; અરજુનજીને વીપ્રવેશે, બનાવિયોછે શિશ્ય ॥ ૨૧ ॥ ગુરૂ શીશ્ય બે બનિને ચાલ્યા, ગયા મોરધ્વજ ધામ; એટલે રાજાયે ઉઠીને, કિધો પ્રેમે પ્રણામ. ॥૨૨॥ પધારો માહારાજા રાજઋીરાજા, મુને કર્યો પાવન; એમ કહિને ઉભા થઇને, બેસવા દિધું આસન. ॥૨૩॥ પછી પોતે પુછવા લાગ્યો, વિપ્રની પ્રત્યે એમ; કહો મહારાજા કૃપા કરિને, અહીં પધાર્યા કેમ. ॥૨૪॥ એટલે બોલ્યા અંતરયામિ, મારે હતો એક તન; તેને તેડી જાત્રા જતાતા, મારગે આવ્યું વન. ॥ ૨૫॥ ત્યાં અમને અઘોરી મળ્યો, લેઈ ગયો મુજ પુત્ર; તેને અમે કરગરી પડીયા, કહ્યું ભાગે ઘર શુત્ર. ॥૨૬॥ માહારાજ મારા પુત્રને મુકો બીજું માગો તે આપું; એટલે અઘોરી એમ બોલ્યા, જા તારૂં કષ્ટ કાપું. ॥૨૭॥ મોરધ્વજ રાજાનું મને, આપે અડધું અંગ; જમણું પાસું ભક્ષ કરવા, છે મુજને ઉમંગ. ॥૨૮॥ તે અંગનું હું ભક્ષ કરીને. પાછો આપું તુજ તન; એવું સાંભળી તારી પાસે, હું આવ્યો રાજન ॥૨૯॥ બ્રાહ્મણનો દીકરો ઉગરે છે, શરીર તારૂં દેતો; તને પુરો ધર્મીષ્ટ જાણી, યાચના કીધી મેં તો ॥ ૩૦ ॥ એટલે મોરધ્વજ એમ બોલ્યો, માહારાજ ધરજો હામ; બહુ પુન્યશાળી શરીર મારૂં, આવે વિપ્રને કામ. ॥૩૧॥ કહો કેવિ રિતે આપું, તવ કહ્યું જુગજીવન; એક બાજઠપર બેશ તું તો; બોલાવ તારો તન. ॥૩૨॥ કરવત લાવે ને અહીં આવે, બીજી આવે તુજ નારી; બેઉ મળી કરવત મુકે, તુજ શીશ અડધે ધારી. ॥૩૩॥ કાષ્ટ વહેરે તેમ વેહેરે તુજને, ધરીને ધર્મનો ટેક; કોઇના મનમાં દુખ ન ઉપજે, આંસુ ન આવે એક ॥૩૪॥ તેમજ તું પણ દુઃખ નવ ધરે, ચોરવે નહી જરા અંગ; તને પણ આંસુ નવ આવે. ટેક ન કરવો ભંગ. ॥૩૫॥ એટલે મોરધ્વજ એમ બોલ્યો, માહારાજ વચન થાપું; તમારા કહેવા પ્રમાણે, શરીર મારૂં આપું. ॥૩૬॥ એમ કહી પોતાની નારી, બોલાવિ પોતાનિ કને; માતા પુત્રને ભેગાં કરિ કહ્યું, કરવત મુકો મને. ॥૩૭॥ મારા મર્ણનું દુઃખ ન ધરશો. વિપ્ર તણું કષ્ટ કાપો; કરવતથી વેહેરિ નાંખીને, શરિર જમણું આપો. ॥ ૩૮ ॥ મારી આજ્ઞા લોપશો માં, કરશો નહી સંતાપ, અંગ એ વીપ્રને આપો નહી તો, બ્રહ્મ હત્યાનું પાપ. ॥૩૯॥ એમ કહિ બાજઠપર બેઠો, સમરણ હરિનું કિધું; તામ્રધ્વજે ને એની માયે, કરવત કરમાં લીધું. ॥૪૦॥ સામસામી બેઉ જણ ઉભા, જોયા કરે જુગદિશ; રામ રામ રામ રામ કેહેતાં કહેતાં કરવત મુક્યું શિશ. ॥૪૧॥ કાષ્ટ વેહેરે તેમ વેહેરવા લાગ્યાં, કઠીણ કારજ કરીયું; વેહેરતાં વેહેરતાં છાતી સુધી, તે કરવત ઉતરીયું. ॥૪૨॥

